જોઈ ઠગાવું નહિ પણ અંદરનો સાર જોઈ લેવો.

શ્રી નવીન

# તૂંહરી નાટક મોટું

## ત્રિઅંકી.

---

છપાવી પ્રસિદ્ધ કરનાર.

**સાકરલાલ બુલાખીદાસ.—બુકસેલર,**

ઠે. દીલ્હીગેટ—અમદાવાદ.

---

આવૃત્તિ ૪ થી. પ્રત ૨૦૦૦



**અમદાવાદ.**

ઠે. [illegible] રોજા પાસે શ્રી સત્યસાગર પ્રીન્ટીંગ પ્રેસમાં

પટેલ પોચાભાઈ ચકુભાઈએ છાપી.

---

સંવત ૧૯૭૪. સને ૧૯૧૮.

---

**કીમત. રૂ. ૦-૮-૦.**

નામ જોઈ ઠગાવું નહિ પણ અંદરનો સાર જોઈ લેવી.

શ્રી નવીન.

# ભર્તુહરી નાટક મોટું

ત્રિઅંકી.

---


છપાવી પ્રસિદ્ધ કરનાર.

**સાકરલાલ બુલાખીદાસ. બુકસેલર.**

ઠે. રીચીરોડ—અમદાવાદ.

આવૃતી ૪ થી. પ્રત ૨૦૦૦





અમદાવાદ.

ઠે. પીરમસાના રોજા પાસે શ્રી સત્યસાગર પ્રીન્ટીંગ પ્રેસમાં

પટેલ પોચાભાઈ ચકુભાઈએ છાપી.

સંવત ૧૯૭૧. સને ૧૯૧૪,

કીંમત. રૂ. ૦-૮-૦.

## નાટક પાત્રો.

### પુરૂષ વર્ગ.

સુત્રધાર.........નાટકનો મુખ્ય અધિકારી,
વિદુષક...........મશ્કરો સુત્રધારનો મદદગાર.
ભર્તૃહરી..........માળવાનો રાજા.
વિક્રમ............ભર્તૃહરીનો નાનો ભાઇ.
હયપાળ...........અશ્વોનો રખવાળ.
દારિદ્રદાસ.........ભિક્ષુક બ્રાહ્મણ.

(પ્રધાન, સૈન્યાધીપતી, કોટવાળ, બ્રાહ્મણનો છોકરો, જોગીઓ, પ્રજાવર્ગ છડીદાર વિગેરે, )

### સ્ત્રી વર્ગ.

નટી...........સુત્રધારની સ્ત્રી.
પિંગળા........ભર્તૃહરીની મુખ્ય રાણી.
કામલતા.......પિંગળાની દાસી,
અનંગસેના ...ગુણકા,

( સખીઓ, ભર્તૃહરીની બીજી રાણીઓ તથા તેમની દાસીઓ, બ્રાહ્મણની સ્ત્રી વિગેરે.)



॥ શ્રી પરમાત્મ નમઃ ॥

# શ્રી નવીન.

# ભર્તૃહરી નાટક.

## અંક પહેલો.

### પ્રવેશ પહેલો:

સ્થળ રંગભુમી.

પાત્ર—સુત્રધાર-વિદુષક-અને નટી.

**સુત્રધાર—સરસ્વતિની પ્રાર્થના.**

જય જય સરસ્વતિ ભગવતિ ગુણવતિ,
ભારતી, દુઃખ સંહારતી, મુઢ જનના. જય.
મૂર્ખને બુદ્ધિશાળી કરતી, જીવ્યા અગ્રે આવિ વસતી;
નિલકંઠ પીઠપર તુ વિચરતી, વિણા પુસ્તક કરમાં ધરતી.
ચરણનું શરણ ગ્રહું, આશિશ અહર્નિશ ચહું. માતા,
ફળદાતા, ગુણગાતા, સેવક આનંદે અતી. જય.

**( સ્તુતિ કરી રહ્યા બાદ )**—અહો આર્ય ભ્રાતો, અને ભગનિઓ ! આપ સર્વને આ નાટ્ય ભુમિમાં પધારેલા જોઈ ઘણોજ આનંદ પામુ છું. આજરોજ રાજનગર નિવાસી હરીલાલ કૃત માળવાના મહારાજા ભર્તૃહરીનું નાટક આપની સમક્ષ ભજવી બતાવવાને અતિ ઉત્સુક થયો છું. તેમાં જે કાંઈ દોષ આપની દ્રષ્ટીમાં માલમ પડે તે લક્ષમાં નહીં રાખતાં તેની માફી આપશો એવી આશા રાખું છું.

**વિદુષક—**(પ્રવેશ કરી) અલ્યા એ મુરખના સરદાર, પથરના ભમરડા, સઘળા લોકોને એકઠા કરી શું કરવા ધાર્યું છે ? વળી આ લોકોને વશ કરવા મોહજાળનો મંત્ર ક્યારનો ભણી રહ્યો છે ? ક્યું રાજ લેવા વિચાર છે ? અને તેમાં આ લોકની મદદ ચાહે છે. કે તારી ડોશીનું બારમું તેરમું કરવું છે તેમાં

લોકની સલાહ પુછેછે ? જે હોય તે આ બંદાને ઝટને પટ કરી દે કે જે તારૂં કાર્ય હોય તેમાં યોગ્ય સલાહ આપે.

**સુત્રધાર**—( વિદુષકને ) અલ્યા તને અત્રે કોને એકદમદાખલ કીધો પૈસા ખરચીને આવ્યો છું કે લોહાઇઆમાં ?

**વિદુશક**—અરે ગાયના ભાઇ તને ખબર નથી કે આ બંદાને તો પૈસા ખરચવાની કે હાથ પસારવાની પંચાતજ નથી, પણ ઉલટા ભાઇ સાહેબને તો બધે હાથે મોટા મોટા જનો નમસ્કાર કરી આમંત્રણ કરી આંધી લાવે છે;

**સુત્રધાર**—અલ્યા તું જણાય છે તો ચાલાક અને હુશિયાર; જો તું મારા કામમાં મને મદદ કરીશ તો તેમાં તને બહુ મજા પડશે.

**વિદુષક**—અરે હૈયાના ફુટેલ ! તે તો મેં તને પહેલેથીજ કહેલું છે, તો વારે વારે શું પુછે છે. તેથી જ્યાં બંદાને મજા પડે ત્યાં અડે, અને જો મિષ્ટાંન મળે તો ત્યાંથી હજાર આદમી ઉપાડે તોપણ બંદા ઝાડની પેઠે જરાએ ખસે નહીં.

**સુત્રધાર**—જો સાંભળ, મારે કાંઇ રાજ લેવાનું નથી; તેમ કોઇ જમણવાર પણ કરવાનો નથી, પણ (આંગળી બતાવીને અત્રે પધારેલા આ ગૃહસ્થો સમક્ષ માળવાના નૃપતિ ભર્તૃહરીનું નાટક ભજવી બતાવવાનુ છે તેમાં જો તું સારી રીતે વખતો વખત મદદ કરીશ તો તારા મિષ્ટાન પાણીનું પણ થઇ રહેશે.

**વિદુષક**—( ખુશી થતો થતો ) તો તો હું તમારા કામમાં બનતી મદદ જરૂર કરીશ.

**નટી**—( પ્રવેશ કરી સુત્રધારને નમન કરે છે ) પ્રાણનાથ ! શી આજ્ઞા છે ? પાત્રો સઘળા તૈયાર થઇ રહ્યા છે ફક્ત આપની આજ્ઞાનીજ વાર છે.

**વિદુષક**—નટીને દેખી ચમકીને સ્વગત ) અરે આતો કોઇ પરી, વ્યંતરી કે કોઇ ડાકણી છે?આ તરફ જોઇ માથુ ધુણાવી ! ના ના, ડાકણી તો ના હોય કારણકે ડાકણને તો પગ પાછળ હોય છે ને આના તો પગ આગળ માટે છે. તો કોઇ મનુષ્ય સ્ત્રી છે ! પણ જ્ઞાત પુછું તો ખરો, ( આસન ) અલ્યાભાઇ ! આ કોણ છે ? આને જોઇ મને બીક લાગે છે.

**સુત્રધાર**—( વિદુશકને ) બિહોશમાં ભાઇ ! એ મારી સ્ત્રી છે.

**વિદુષક**—( જાણે ખીજવાયો હોય તેમ ) વળી અહીંઆં સ્ત્રીનુ શું કામ ? આ એક આંખે કાંણી બાંણી છે કે કેમ ? ( અને

આંખ નિહાળી જુએ છે. )

**સુત્રધાર**—ના ભાઇ ના. કાંણી તો કાંઇએ નથી.

**વિદુષક**—ત્યારે શું તે એક આંખ થોડું જોઇ શકે છે.

**સુત્રધાર**—નહી. તે તો અંત આ બેલેંગ મુદ જોઇ શકે છે,

**વિદુષક**—ત્યારે તેને પ્રાણનાથ, પથરાનાથ કહી; દેવને નમસ્કાર કરે તેમ એ હાથ જોડી નમન કર્યું: ને આ અંધાના તો સામુએ જોતી નથી, તેનું શું કારણ?

**સુત્રધાર**—લે ભાઇ લે તને પણ નમન કરે છે. ( નટીને ) પ્રીયા તેને પણ નમન કરો.

**નટી**—જેવી પ્રાણનાથની આજ્ઞા. ( વિદુશકને નમન કરે છે. )

**વિદુશક**—( ખુશી થતો હોય તેમ જરા હશીને ( હવે કેવી સમજ! પંડ્યાંજી આ અંધાને નમસ્કાર કર્યો હોત તો આટલી મારે તસ્દી લેવી પડત!!!

( પડદાની અંદર પિંગળા—ચાલો સાહેલીઓ ચાલો, હવે વિલંબ ન કરો આંહીથી ક્રીડાસ્થાન થોડુંકજ દુર છે ),

**નટી**—( એ સાંભળીને ) પ્રાણનાથ! જુઓ સર્વ પાત્રો તૈયાર થઇ આ તરફ આવતા લાગે છે; માટે ચાલો અહીં ઝાઝી વાર નકરો.

**સુત્રધાર**—ચાલો પ્રીયા. ( અને જાય છે. )

**વિદુષક**—( સુત્રધારને ) અલ્યા છેતરીને જતો રહ્યો કે? જોઉં છું તું કેટલેક દુર જાય છે તે!! ( એમ કહી તે પણ સુત્રધારની પછવાડે જાય છે. )

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ ક્રીડાસ્થાન.

**પાત્ર**—પિંગળા અને તેની સખીઓ તથા દાશી વીગેરે.

**પિંગળા**—સખિ વસંતિ! જોને આજ કાલ વસંતનો કેવો બહાર છે?

**વસંતી**—હા બાઇ, તેની તો હાલ પુરી જુવાની ચાલે છે ને!!?

**મધુમુખી**—તેને આ ઉદ્યાન કેવું રમણીય કરી મુક્યું છે?

**પિંગળા**—અને વળી તેનો મિત્ર ગુલાબ પણ કેવો બેહેકી રહ્યો છે.

**મૃગાનેની**—પણ સલિલે ક્યાં બાકી છે તે,

**કુમોદરી**—સમિર પણ તેના મિત્રને ઉંઘમાંથી જાગૃત કરવા યત્ન કરે છે

**પિંગળા**—સખીઓ! વસંત, પુષ્પો, સલિલ સમિર અને સમઃ પાલે મિલી આ સમયમાં બહુ મજા મારે છે, પોતે

ગમતા સ્થળે વિચરે છે. અને વીરહણીને બહુજ દુખ દેછે,

**સુવર્ણખરે**—પણ દંપતીના જોડલાને જરા પણ દુઃખ નહી દેતાં અપાર સુખને આપે છે.

**પીંગલા**--ચાલો ત્યારે તો આજ તેનાજ વર્ણનનું ગીત ગાઇએ.

( સર્વ સખીઓ ગીત ગાય છે. )

**સર્વ સખીઓ**— ગરબો.

સખિઓ જુઓ વસંતનો બહારજો, જોઇ આનંદ થાયે;
રમે રાગ રંગે નરનાર જો, ધારી શૃંગાર સદાયે.
ખિલે પુષ્પોના બાગ, બહુ ઉડે પરાગ;
મન થાયે સરાગ, લોક બોલે છે ફાગ;
બોલે કોયલ મનહર બોલ જો. વિયોગીને તે બાળે

**સાખી**—નવિન પલ્લવ વૃક્ષો ધરે, શીતળ સમીર સુગંધ,
વસંતોત્સવ ઘર ઘર કરે, થઇ બહુ આનંદ. સખીઓ.

( ત્યાં આગળથી હયપાળ બણીઠણીને નીકળે છે તેને દેખી પિંગળા તેના ઉપર મોહ પામે છે. બંનેની દ્રષ્ટી એકમેક થતાં બન્નેના ઉપર મનમથદેવ હુમલો કરે છે, પિંગળા એકદમ મૂર્છા ખાઇ પૃથ્વીપર પડે છે તેથી તેની સખિઓ ગભરાય છે તેને સાવધ કરવાના સાધન લેવા આમ તેમ દોડી જાય છે. ફક્ત એક સખી તેની આગળ બેશી રહી પોતાના વસ્ત્રના અંચળથી પીંગળાના મુખ ઉપર મંદમંદ પવન નાખે છે, તેથી જરા શુદ્ધિમાં આવી આંખ ઉઘાડીને પુછે છે. )

**પિંગલા** બેની મધુમુખિ ! સર્વ સખીઓ ક્યાં ગઈ ?

**મધુમુખી**—તમે એકદમ પડી ગયાં અને બેશુદ્ધ થઇ ગયા તેથી તમોને શુદ્ધીમાં આણવા માટે ઉપચાર લેવા ગઇઓ છે.

**પિંગલા**—હવે ઉપચાર કરવાની કાંઇ જરૂર નથી, કારણ કે મારા શરીરને હવે ઠીક છે.

**મધુમુખી**—બેની એકદમ આમ થવાનું કારણ શું ?

**પિંગળા**-(ઉંડા નીસ્વાસ મુકી ) કાંઇ નહી બેન, એતો શેજ.

**મધુ.**—તમને કાંઇ મોટું દુઃખ ઉત્પન્ન થયું હોય એમ ભાસે છે ?

**પિંગળા**—ફક્ત માથામાં ચકરી આવવાથી હું પડી ગઇ. બીજું કાંઇ નથી બેન !

**મધુ.**—બેન શા સારૂ વાત છુપાવોછો ? જે વખતે પેલો છેલ પુરૂષ જતો હતો, તે વખત આપે તેની સામી દ્રષ્ટી મેળાવી

ત્યારથીજ હું આપના મનનો ભાવ જાણી ગઇ હું.

**પિંગળા**—( શરમાઇને ) બેન મારાથી શરમને લીધે કેવાયું નહીં. પણ માફ કરજે જ્યારથી મેં તેને જોયો છે ત્યારથી તે મારી રગે રગે વ્યાપી રહ્યો છે; અને તે મારા ચિત્તને ચોરી ગયો છે. ( એમ કહેતાંની સાથે મુખ બહુ ગ્લાન થાય છે, તે જોઇ ).

**મધુમુખિ**— અબોલા શાને લ્યો છો, એ રાહ,

શાને વદો આવું વેણ બાઇ આમ શાને વદો છો. એ ટેક.
ભાગ્યોદયે ભરથાર કથ્થામાં મોજ મગ્ન લ્યોને માણી, બાઇ.
છે રહેવાને મહેલ બગિચા શાને ઉચરો આવી વાણી બાઇ
સર્વ વાતે આપ સુખી છો બાઇ દુઃખ નથી કાંઇ શાણી. બાઇ.

**પિંગલા**— એજ રાહ.

સર્વ વાતે સુખી હું છું તોપણ એક વાતે દુઃખદાઇ.

**મધુ૦**—બાઇ આમ શાને વદો છો.

**પિંગળા**—દુઃખ સંસારમાં વીરહનું મોટું એ વિના સુખ ન કાંઇ.

**મધુ૦**—બાઇ આમ શાને વદો છો.

**પિંગળા**—મહેલ બગિચામાં મુકંો પુળો, જેને ન થાયે કામ શાંતી,

**મધુ૦**—બાઇ આમ શાને વદો છો.

સમતા હશે તો મળશે બધુંએ.

**પિંગળા**—ક્યાં સુધી સમતા રહુ આણી અરે સખી કહે તું મનેરે,
કહે તું મને મારી શાણી, અરે સખિ

**મધુ૦**—નહી કરવું બાઇ યોગ્ય આ તમને એમાં છે પાપની ખાણી બાઇ.

**પિંગળા**—નથી જોઇતી શીખ મારે કાંઇ કહિશ ન એક કહાણી.
જા તું અહીંથી નથી ખપ તારો હવે ઉચાર ન વાણી.

**મધુ૦**—ભુંડી તુ ભુલ ખામાં અરે તું કુળ ખામાં,
વગર વિચાર્યું ડગ ભરવાથી વિણસે સઘળું કાજ
જગતમહી બહુ હાંસીયાએ ઉભય કુળની જાય લાજ ભુંડી
અમૃત પાન મુકી તું શાને વિષ ભોજનને ખાય
અમર સમ તું સુખ તજીને દુઃખ ગૃહવા કેમ ધાય ભુંડી.

**પિંગલા**—(ક્રોધથી) બસ! મારે તારી શિખની જરૂર નથી. મારા મનના પતિને મેળવીશ અનેમોજ માણીશ જેને મારા ચિતની ચોરી કરી છે તેને શિક્ષા હું પોતેજ કરીશ.

**મધુમુખિ**—આટલા ક્રોધતુર ન થાઓ! અને પ્રેમજાળમાં ન

ફસાઓ આ કામમાં કોણે કાઢયો છે સાર તેનો દેખાડ ચિતાર. અવળા રસ્તે ચડશો તો અથડાશો, વાગશે, પગમાં કાંટા ભાગશે, દુખ જાગશે. અને આખરે અથડાઈ પછડાઈ ઠેકાણે આવશો ત્યારે મારા વેણ સંભાળશો? ? ?

પિંગળા—(વધારે ગુસ્સાથી) તને એક વાર કહ્યું મારે તારી શીખામણજોઈતી નથી તું તારે ચાલીજા? હું મારાં લાગ્યાં ભોગવી લઈશ.

મધુમુખિ—માન માન મારૂં કહેલું એની માન

બન નહી નાદાન ભુલિ ભાન તું હેવાન માન,
તજી શાન ખો ન પ્રાણ થશે હાણ,
રાખ ન ગુમાન કાઢીશ ના લાણ;
થાશે જ્યારે જાણ ઉગે દુખ ભાણ માન.

(ગદ્ય) મારા દરેક બોલો તમને આ સમયે કડવા ઝેર જેવા લાગે છે પણ યાદ રાખજો કે જે સમયે મહારાજાને જાણ થઈ તે વખતે મારા દરેક અક્ષરો અમૃતના ઘુંટડા સમાન લાગશે માટે આ છેલ્લુ કહું છું કે એ વાત દુર કરી ફક્ત પતીભક્તિમાંજ ધ્યાન રાખો.

પિંગળા—(ક્રોધથી) બસ! મારે તારો એક શબ્દ સાંભળવાની જરૂર નથી તું તારે એકદમ અહીંથી ચાલી જા. (મધમુખી જાય છે અને તરતજ કામલતા પ્રવેશ કરે છે તે પીંગળાને)

કામલતા—બાઈ સાહેબ? આપની સખીઓના મુખથી આપના સમાચાર સાંભળી હું એકદમ દોડી આવી હવેતો આપના શરીરે ઠીક છે તેઓ સઘળા ઉપચાર લઈ આ તરફ આવે છે.

પિંગળા—(સક્રોધથી અને નિસ્તેજ વદનથી) બાળો એ ઉપચારને

કામલતા—બહુ સારૂ બાઈ સાહેબ તેઓને પાછી વાળી સત્વર આવું છું (જાય છે.)

પિંગળા—જ્યારથી મેં તે છેલ પુરૂષને જોયો છે ત્યારથીજ મારૂં મન તેને મળવાને ઉત્સુક થઈ ગયું છે. મારા ચિતડાનો ચોર, મારા મનનો, પતી મારા હૈયાનો હાર, મારી આંખોની કીકી, મારા શીરનો રસદાર, અને અપાર સુખનો દેનાર, મોજ મજા મણાવનાર, એવાને તે હુ ક્યાથી મેળવીશ. હુંજો તેનું સ્થાન જાણીતી હોત તો સ્વમેવ જઈ તેને મળત. અને મારા કામાગ્નિને તેના વચન સલીલથી શાંત પમાડત પણ લાચાર. એટલામાં કામલતા પાછી આવે છે તેને કામલતા તેઓ સઘળાને તુ પાછી વીદાય કરી આવી તે ઠીક થયુ. હવે આપણે અહીંથી ચાલો. કેમકે મને આ રમણીય ઉદ્યાન ઉજડ

વેરાન જેવું લાગે છે. વળી સમિર, અગ્નિની જ્વાળા સમાન દેહ બાળે છે. મારા અંગે અંગ જ્વરથી બળી રહ્યાં છે. મને અહીંથી એક ડગલભરવા જેટલી પણશકતી રહી નથી. વિદ્યુતપ્રભાનાતેજથીમારીદરેક દરેક રગો ખેંચાઈ ગઈ છે. ( એમ કહી ઉંડો નિસાસો મુકે છે એ જોઈ )

**કામલતા**—કહું શું નરીએ દુઃખીઓ કીધા છે, એ રાહ.

શોકમાં ગરકાવ છો કેમ બાઈ, શાને માટે આપ છો દુખદાઇ. શો.
નિસ્તેજ મુખ શે આજે થયુ છે, શાની ચિંતા તમને મનમાંઈ. શો.
આજ શું મા'રાજ તમને ખીજ્યા છે, કેદુઃખદારીનેખકેંહાયમાઇ. શો.
આપ સુખે બાઇ સુખ છે મુજને, આપ દુખે થઉં અતિ દુખદાઇ શો.

બાઈ સાહેબ ! આપને એકાએક શોક સદનમાં ડુબવાનું શું કારણ છે ? આપના સુંદર વદને ગુલાબી વસ્ત્ર તજી સફેત વસ્ત્ર ધારણ કર્યું છે એ સું ! ! વળી જાણે મહાસાગર મથન કરવાનેમંડ્યા હો એમ જણાય છે. હાથે છાશને વલોવાથી જો માખણ આવતું હોત, તો લોક રવૈયાને શું કરવા ઘરમાં રાખત ? અને જો એકજ હાથે સઘળું કામ થતું હોત તો બીજો હાથ નકામોજ થઇ પડત ! એકલા દાંતેજ ખવાતું હોત તો જીભની શી જરૂર હતી ? માટે બાઇ સાહેબ ! આપના હૃદયની વાત પ્રકાશો અને આપના મનનુ દર્દ ઓછું કરો.

**પિંગળા**—મારી વહાલી દાસી, તું બહુ ડાહી અને ચતુરછું તેથીજ તારી આગળ મારી વાત પ્રકાશવામાં પાછી પાની કરતી નથી. મને નિશ્ચે ખાતરી છે કે તું મારૂં કામ જરૂર બજાવીશ. મધુમુખિને કહેતાં તે મારા ઉપર ક્રોધ કરી ચાલી ગઇ પણ ફીકર નહીં (રક્તનેત્રે) તેની મને શું પરવા છે ? ( નમ્રપણે ) સાંભળ ! અમો સઘળી સખીઓ અને ક્રિડા કરતી મોજ માણતી હતી; એટલામાં એકપુરૂષ દેવાંશી જેવો અત્રેથી નીકળ્યો. બંનેની દ્રષ્ટી ભેગી થતાં જાણે મને કોઇએ કટારીનો ઘા માર્યો હોય તેવી થઇ ગઇ, અને પછીથી શી વાત બની તે તો તું સખિઓના મુખથી માહીતગાર થઈ હશે. ( નિશાશો નાંખી ) શું તેના રૂપનું વખાણ કરૂં ? જાણેકોઇ દેવ આકાશમાંથી આ પૃથ્વીને વિષે આવ્યો ન હોય ! વળી પહેરવેશ પહેરવાની શી તેમની છટા ! ચાલ પણ મનને મોહ પમાડે તેવી ! માથે મંડીલ બાંધેલી તે જાણે શિરપર સુવર્ણનો મુગટજ ધારણ કર્યો ન હોય ! તેનું જો બરાબર વર્ણન કરૂં તો કલાકના કલાક વહી જાય. જો તે પુરૂષને તું મેળવી આપે તો હું તને દરેક વાતે સુખી કરીશ. અને

તને મોં માગ્યું ઈનામ આપીશ.

**કામલતા**—(મનમાં) બીજો કોઈ નહીં પણ તે મારો પ્યારો ઇશપાળજ હોવો જોઈએ. કારણ કે તેના શિવાય કોઇ અવર પુરૂષ એવા દમાંમથી ફરતો નથી. જે સ્ત્રીની નજર તેના ઉપર પડે તે સ્ત્રીનું મન હરણ કરી લેવાની શક્તિ તેનામાંજ છે. ( ચાસન ) પણ બાઈ સાહેબ ? તે પુરૂષનું નામ ઠામ તો બતાવો ? નામ ઠામ વગર ક્યાંથી ને શી રીતે મેળવી આપું.

**પિંગળા**—જો મને તેના નામની ખબર હોત તો તને પહેલાંજ ન બતાવી દેત. મને તારો પક્કો ભરૂસો છે કે તું નામ ઠામ વગર જ તેનો પત્તો મેળવી શકીશ.

**કામલતા**— **છંદ્ર સભાની ગજલ.**

બાઇ કરો વખાણ જેના, એ મુરખ સરદાર;
અક્કલ એમાં કાંઈ નથી, એ છે અતિ ગમાર. બાઈ.
આનંદમાં રહો હમેશાં, આપ પતિ સાથ;
આમ તેમ ફાંફાં મારે, કાંઇ ન આવે હાથ. બાઈ.
ભૂપ ભાગ્યશાળી મુકી, ચિત ચુકાવો કેમ;
બાણું લક્ષનો છે ધણી, સુખ પામો આપે જેમ. બાઇ.

(ગદ્ય) બાઇ સાહેબ ! આપ સમજુ થઇ નિચ કામ કરવા કેમ ઇચ્છા રાખો છો ? વળી જો આ કૃત્યની મહારાજાને ખબર પડે તો તમારૂ તથા મારૂ બંનેનું નિકંદન કાઢી નાંખે; માટે મારૂં કહેલું. માનો તો એ કામ જવા દો.

**પિંગલા**—તું પણ મહુમુખિની બેન નીકળી. હું તને આટલી બીકીકણ ને નાહિમતવાન જાણતી નહોતી ખેર ? મારા લાગ્યા હું ભોગવીશ ! ( નિરાશ વદને ) જ્યારે માણસનો અવગ્રહ થાય છે ત્યારે સર્વ સ્નેહી પરાંગ મુખ થાય છે. (એમ કહી ઉંડો નિસાસો મુકે છે )

**કામલતા**— **માઢનો રાગ.**

શોક નહીં ધરો બાઇરે, મનમાં શાને મુજાઓ.
દીલગીર તમે નવ થાઓરે. મનમાં.
જાઉં છું હું સત્વર અહીંથી, કરજો આપનું કામ;
વેગે લાવું એને હું હમણાં, મનમાં ધારો હામરે, મનમાં.
ચાતુરી ચલાવી બાઇ, કરજો આપનું કામ;
જાહેર જગમાં થાયે નહી મન, રાખો એટલી હામરે.મનમાં.

**પિંગળા**—તેની ચિંતા ધરવી ન તારે, જો તું મારૂં ચાતુર્ય.

પ૩૫૮
૮૮



મહારાજાને કેવો રમાડુ, જાણે શું મગદુરરે,
મનમાં શાને મુંજાય, મનમા શાને મુંજાયરે,
નહીં ચંતા કરતું કાય.

( ગદ્ય ) અહીંઆં મને ઘણો વખત થઇ ગયો છે. માટે હવે અહીંથી સત્વર જવું જોઇએ: મેહેલે મહારાજા વાટ જોઇ રહ્યા હશે ને ચિંતા કરતાં હશે. તું અહીંથી તારા કામે સીધાવ. અને હું મારા મેહેલે જાઉં છું.

**કામલતા**—બહુ શારૂ બાઇ સાહેબ, પધારો. ( બંને જતા જાય છે.)

---

## પ્રવેશ ૩ જો.

સ્થળ રસ્તો.

પાત્ર—મધુમુખિ એકલી.

**મધુમુખિ** — રાગ. આશાગોડીનો.

સમરની વેદના ભારી. અહો હંશ સમરની વેદના ભારી. એ ટેક.
ઈંદ્ર જેવા મહારાજા ભર્તૃહરી, તે છાંડી કરે નિચ સંગ યારી. અહો.
ત્રગસેને સાહ મુની એકને ઇચ્છે, તેનાં દીલમાં છે જારી છીનારી. અ.
અહો ઇશ્વર તેં આ શું સુજાડયું, શું મતિ ફરીછે તારી. અહો,
ફેરવ બુદ્ધિ તું બાઇ મારીની, એવી વિનતિ છે મારી. અહો.

( ગદ્ય ) અહાહા ! ! ! સી કામદેવની પ્રબળતા છે ? મોટા મોટા ચક્રવતિને પણ થોડા સમયમાં જીતી લે છે. સતિત્વપણાને ધારણ કરનારી સ્ત્રીનું સત મુકાવવા પાછો હટતો નથી; યોગીઓનો યોગ્ય મુકાવવા હમેશ મથ્યા કરે છે. તેને દેવ ગણનારને ધિઃકાર છે, દેવને જે પુજે છે તેને દુઃખનું નામ સ્વપ્નમાં પણ આવતું નથી. આને તો જે સમરે છે તેને ઉલટી પીડા ભોગવવી પડે છે; તેમજ થોડું સુખ આપી દુખ સાગરમાં ધકેલી દેછે. અનેક નરનારીઓનું મુળમાંથી નિકંદન કાઢે છે. તો તેવાને દેવ ગણવા અને દેવપણાની બુદ્ધિથી તેની સેવના કરવી એનું કારણ શું ? અરે હવે વિપરીત થવા બેઠું છે. હાય અફસોસ ? ( એમ કહી નિસ્તેજ ચેહેરે પોતાના ઘર તરફ જાય છે).

## પ્રવેશ ૪ થો.

### સ્થળ હયપાળનું ઘર.

પાત્ર—હયપાળ અને પાછળથી કામલતા દાશી.

**હયપાળ**—( એકલો મનસાથે ) જ્યારથી મેં તે મનહર મુર્તિ નીરખી છે ત્યારથી મારૂં મન એકે વસ્તુ ઉપર લાગતું નથી. જ્યાં જોઉં છું ત્યાં તેનીજ છબી સામી આવીને ઉભી રહે છે અરે તે ચિત ચોરક ચતુરા મને ક્યાંથી મળે? કોયલને કાગડાનો સ્પર્શ કેમ થાય? અપ્સરા મૃત્યુ લોકના મનુષ્યને કેમ ઇચ્છે? તેમ તે મન મોહના મને ક્યાંથી મળે? હરેક રીતે મારા મનને સમજાવું છું પણ કોઇ પ્રકારે તે સમજતું નથી, રાત દીવસ તેનુંજ સમરણ થયા કરે છે. કદાચ તેનું મન મારા પ્રત્યે નહી હોય તો પછી મારી કેવી માઠી દશા? પણ જે વખતે અંનેની દ્રષ્ટી એક થતાં તેના ભાવ મારા ઉપર જણ્યા તો હતા. તેથી આશા રહે છે કે મારૂં દુખ થોડા વખતમાં દુર થવું જોઇએ. ( એવામાં કામલતા આવી હયપાળની આંખો દાબે છે તેથી ગભરાઇને ) કાંટા સરખા હાથ મારી આંખ કોને દાબ્યા? જે હોય તે હાથ ખસેડી લ્યો મને દરદ થાય છે.

**કામલતા**—શું કમળમાં કાંટા ઉગ્યા કે?

**હયપાળ**—(કામલતાનો શબ્દ સાંભળી) કોણ પ્રિયા કામલતા? અત્યારે તું ક્યાંથી? (મનમાં) આ પીડા વળી આ વખતે ક્યાંથી નડી? હવે તો જેમ તેમ કરી જલદીથી બલા કાઢું તો ઠીક(ચાસન) પ્યારી, આજતો મારી તબિયત ઠીક નથી, માટે કૃપા કરી પાછી ચાલીજા ( મનમાં અહીંયા જેટલો સમય કાઢશે તેટલો વખત મારા દુખમાં વધારો થશે પણ હવે જેમ તેમ પટાવ્યા વગર છુટકો છે?

**કામલતા**—( હયપાળ વગર બોલ્યો ઉભો રહે છે તે જોઇ) કેમ! નહી બોલો કે??? હવે અમારૂં શું કામ છે? અમારા કરતાં રૂપાળાં રંગીલાં તમને મળવાનાં છે.??

**હયપાળ**—( મનમાં ) આ રાંડ મારી વાત સાંભળી હોયએમ લાગે છે, નહીં તો આમ બોલે નહીં, હવે તેને હરેક રીતે સમજાવી, મનાવી, પટાવી વિદાય કર્યા શીવાય છુટકો નથી. ( ચાસન હસ્તે ચહેરે ) વાહ! આટલું કહેતામાં ચીડાઈ ગઇ કે? આવીજતારી પ્રીતની રીત કે?! આજ જરા મારી તબિયત ઠીક નહિં હોવાથી તેને મેં એમ કહ્યું. અરે પ્યારી, મારી મધુરી, તારા વિના અને

તારા કરતાં અધિક બીજી મને કોણ મળવાની છે ? ખોટું ખોટું બોલી મારા દુખમાં વધારો ન કર.

**કામલતા**—પુરૂષ કેવા ઠગારા હોયછે પોતાનો કસુર ન ગણતા બીજાના શીરપર ગુનોહ મુકેછે વાહરે તમારા ઢોંગ મારા કરતા જે અધીક મળવાની તે મળવાનીજ શાને છુપાવો છો મારા દીલ હાર હવે અમારા માંન ઉતારવાના અને અમારી સામુ જોવાના સોગન લેવાના,

**હયપાળ**—(જરાક્રોધથી) મસ્કરી જવા દેને બીજી વાત કર,

**કામલતા**— બીજી વાત કેમ કરૂ જે વાત જે સમયે ચાલતી હોય તેજ વાત થાયકે બીજી,

**હયપાળ**—(મનમાં) રાંડે નક્કી વાત જાણી એમાં કંઈપણ સંસય નથી જો બીજાની પાસે વાત કરશે તો મારૂ જરૂર કાસળ નીકળશે માટે આ વાત તેના મનમાંથી દુર થાય એવો યત્ન કરવો જોઇએ એને ફલાવી ફુલાવી ખુશી કરી તેનામા પેહેલા શાલને દુર કરૂ (ચાશન) અરે ગાડી આ તુ શું લવેછે આજ તને કાંઇ પ્રેત બેત વળગ્યુ છે કાંઇ ઘેલી થઇછે,

**કામલતા**—પ્રેત તો તમને વળગ્યુ છે અને તેને લીધે તમે ગાંડા બની ગયા છો હું જે કહુ છું તે ખરૂંજ કહુછું જે હમેં તે થોડા સમયમાંજ જણાશે.

**હયપાળ**— તુ આવી વહેમી ક્યાંથી થઇ તારા સમ જોહુ કાંઇ જાણતો હોઉતો

**કામલતા**—મારા સોગન જુઠા ન ખાઓ હવેતો મને મા, રવાને ચાહશો તો હુ મરૂ એટલે તમારે વચમાંથી પીડા ટળી જાય. પણ યાદ રાખજો કે મારા વગર એ કામ બનવાનુ નથી પછી તમે મને ગમે તેમ ઉડાવો હુ બધું જાણુછુ હો!

**હયપાળ**—(મનમાં) ખરેજ મનહર મુરતીએ મોકલેલી તેની આ દાસી છે એમ જણાય છે નહી તો આ બધી વાત ક્યાંથી જાણે (ચાસન) બોલ તુ શું જાણે છે!

**કામલતા**—જેટલુ હુ જાણુછુ તેના કરતા તમે ઝાઝુ જાણો છો પણ હવે મારે મુખેથી કહેવરાવી શુ કરસો તમારા મનને પુછીનેજ ખાત્રી કરીને લ્યો. હું હવે જાઉછુ કારણ કે મારા ખોટી થવાથી તમારા મનને દુ:ખ થતુ હશે (જવા માંડેછે એટલે હયપાળ તેનો હાથ પકડી ઉભી રાખેછે તેથી) શુ કામ મારો હાથ પકડો

છો તમારા કહેવાથી જાઉ છુ માટે જવા દયો નકામી મને રોકવાથી તમારા દર્દમાં વધારો થશે,

**હયપાળ**—અરે ગાંડીરે ગાંડી તુતો મસ્કરીમાં ઠઠો કરતી જણાયછે ને શુ (મનમાં) આનાથીજ મારૂં કાર્ય સધાસે એમ જણાયછે માટે હવે તેને પાસમાં લઈ કામ કાડી લઉ પછી છેવટે વાત (ચાસન બોલ તુ જાણેછે તે કહીશ

**કામલતા**—એ એમ કહેવાનુ રસ્તામાં નથી પડયું એ પ, હેલા મારો બંદોબસ્ત કરો પછી તમારૂં મનગમતુ કરો જો તમે થશો મારા તાબેદાર તો તમારો બેડો પાર જો મને લટકાવી તો તમને દઈશ અટકાવી

**હયપાળ**—પણ હવે કાંઇ બોલીશકે માથુ ફુટ કરીશ.

**કામલતા**—પહેલા તમે બોલોકે હુ આ તે કેવો ન્યાય સારૂ કેમ થાય તે જાણોછો કે નહી,

**હયપાળ**—તેમારૂ કામ કરીશ તો હુ તને ખુશી કરીશ પછી કાંઈ.

**કામલતા**—હુકાંઇ પૈસાની ભુખી નથી તે પૈસો લઈ ખુશી થાઉ

**હયપાળ**— તારા કામનો બદલો શાથી ચાહે છે.

**કામલતા**—જે હુ ચાહુ છુ તે તમે નથી ચાહતા

**હયપાળ**—(જરા ક્રોધથી)હવે કાંઈ બોલીશકે મસ્કરી કર્યા કરીશ,

**કામલતા**—(લટકા કરતી નીસ્તેજ મુખે) જાઓ મારે કાંઇ નથી જોઇતુ હુ તો મારે આ ચાલી

**હયપાળ**—(મનમાં)વળી છટકી ( હાથ પકડી જતી અટકાવીને) ( ચાસન )વાહરે મારી લટાકરી મટકારી આ શુ કેવુ દીવાનાપણુ,

**કામલતા**—હા હા હુ દીવાની નાહાની હેવાની પણ ગુમાની કરી હોઇ પણ હવે તો હુ જઇસ બહુવાર થઇ મને છોડો વેચ નાર તૈયાર પણ લેનારની મરજી નહી તો દલાલ શુ કરે. ખા- લી માથાફોડ કરાવીને નકામો વખત ગુમાવવો છટ ( ચાલવા માંડે છે એટલે હયપાળ તેનો હાથ જોરથી પકડે છે તેથી ) છોડો મારો હાથ તુટશે તો કામકરતી અટકીશ તમારામાં શુ શુકરવાર વળ- વાનો છે, આટલી મહેનતના બદલામાં ઉલટો હાથ ગુમાવવો વાહરે ! લેને ગઇ પુત ને ખોઈ આવી ખસમ ! એવી રીત કરવા ધારી છે અજબ ! વાહરે ! દુનિઆના ઢોંગ સોંગ ( હયપાળને ) છોડો મારો હાથ, સાર નહીં વાતમાં તો વળવું શું પંચાતમાં.

**હયપાળ**—ગુનો પોતે કરે ને કલંક બીજાને લગાવે. આ રીત

તું ઠીક શોધી. લેત દેત બને તૈયાર છે. ફક્ત વાંધો દલાલીનો છે. વાંધો ભાગ્યો કે શોદો થયો, બોલ હવે શું કહે છે.

**કામલતા**—શું કહે, મેં પ્રથમથીજ કહ્યું કે હું પૈસાની પ્યાસી નથી.

**હયપાળ**—ત્યારે તારે શું જોઇએ છીએ. વાડી, ગાડી, બંગલો ઘર, સોનુ, રૂપું, હીરા, માણેક, મોતી કે જરીયન વસ્ત્ર !

**કામલતા**—તેને તો હુ સ્વપ્નમાં પણ ઇચ્છતી નથી. મારા માલીકની મહેરબાનીથી હું સર્વે વાતે હું સંપુર્ણ છું,

**હયપાળ**—ત્યારે એથી તો વધારે હું શું આપી શકું ? એ કાંઈ સમજાતું નથી. એ કરતાં બીજી એવી સી અમૂલ્ય ચીજ છે કે તું લેવા ચાહે છે.

**કામલતા**—એ ચીજ એવી છે કે એના આગળ દુનિઆની દેખીતી તમામ ચીજો નકામી છે. જે લેવા ધારે છે તેને કરોડો રૂપિઆ ખરચતાં પણ મળતી નથી, અને જે આપવા ધારે છે તેની પાસેથી વિના મુલ્યે પણ કોઈ ખરીદતું નથી' પણ અરસપરસ એક બીજાની મરજી હોય છે તો થોડી મહેનતે અને વિના દામે તે ચીજ મેળવી શકે છે.

**હયપાળ**—એવી શું ચીજ છે કે જેને માટે તું આટલી બધી ભાંજગડ ચલાવી રહી છે.

**કામલતા**—જે છે તે છે. બોલો તમે આપી શકશો કે કેમ ?

**હયપાળ**—મારૂં કામ થશે તો જરૂર આપીશ પછી કાંઇ.

**કામલતા**—તમે આપવા હા કહો કે તમારૂં કામ ફતેહ.

**હયપાળ**—હા કહું ને પછી મારૂં કામ ન કરે તો ?

**કામલતા**—રહેવા દયો ત્યારે તમારી મરજી, વિશ્વાશ આવતો હોય તો હા કહો નહી તો મારે કાંઇ તેની જરૂર નથી, પણ અમો બૈરાં તમારા જેવાં બેવફાં નહીં હોકે ! એક થોડી શી વાતમાં કેટલી બધી માથાકુટ ! વારૂ બેસો ત્યારે. (જવા માંડે છે તેને).

**હયપાળ**—હુ હાર્યો તું જીતી પછી કાંઇ ? બોલ શું માગવા ચાહે છે.

**કામલતા**—જ્યાં વિશ્વાસ નહી ત્યાં વાત શી ? નકામી ભાંજગડ શું કરવા કરો છો ? ખાલી ખોટી કરી માલીકનો ઠપકો ખવરાવશો જવા દો. ના રોકો. બેવિશ્વાસુ આગળ શબ્દનો ઉચ્ચાર શો ?

**હયપાળ**—બુશ્બો, જખમારી માફ કર. ( બે હાથ જોડી નમસ્કાર કરી પગે લાગવા જાય છે. ( તેને ).

**કામલતા**—જાઓ જાઓ તમે વળી પુરૂષ ચરીત્ર કરવા શીખ્યા કે ? સ્ત્રી ચરિત્ર તો બહુજ અને બધે જોયું પણ પુરૂષ ચુરિત્ર તો આજે તે આંહીજ જોયું, ડગલાજી કરી ભોળી ભામાને શુ કરવા ભમાવો છો? આપવા સામર્થ છો તો હા કહો નહી તો ના કહો એટલે પત્યું સૌ શૌને રસ્તે તો લાગે. ખોટી થવા કરવામાં શું સાર છે ?

**હયપાળ**—આજ તો તેં મને પુરે પુરો થકવ્યો છે. બોલ તું શું લેવા ચાહે છે. ? હું આપવા તૈયાર છું મારૂં કામ થાય ચાય નહીં.

**કામલતા**—હાશ ! હવે ઠેકા ઠેકાણે આવ્યા. પ્રથમથીજ કબુલ કર્યું હોત તો આટલી ભાજગડ કરવી પડત ?

**હયપાળ**—( હાથથી પોતાનું માથું દાબતો ) હશે જે બનો તે ખરી હવે ઝટ બોલી દે.

**કામલતા**—હું કહું ને મારૂં વેણ ખાલી જાય તો ?

**હયપાળ**—તારો એક અક્ષર પણ ખાલી નહી જાય બોલ.

**કામલતા**—જો જો હો ! આપો વચન જોઇએ.

**હયપાળ**—લે આ બાપ દાદાનો કોલ. ( વચન આપે છે ) બોલ તું શું ચાહે છે.

**કામલતા**—તમારો પ્યાર.

**હયપાળ**—( ચકિતથઇને ) અરે નાદાન ! આટલા વાસ્તે આટલી બધી પંચાત? બૈરાં બુદ્ધી તે બૈરા બુદ્ધી. તેતો મેં તને કેટલા દીવસોથી આપેલોજ ને તેમાં વળી તેં નવું શું માગ્યું ? બાયડીઓમાં બુદ્ધી ઓછી હોય છે તેનો અનુભવ મને આજ ખરેખરો થયો.

**કામલતા**—અમે બૈરાં જાત ઓછી બુદ્ધીનાં ખરાં પણ પુરૂષ જેવાં નગરાં નહીં હોકે ? ગુમડું ફાટે અમે વૈદને વેરી ન ગણીએ. અમારી ગાંઠ સુતરની ન સમજવી. જો રેશમની ગાંઠ જેવા પુરૂષો હોત તો તમને આટલું કહેવું પડત ? તમારો આપેલો પ્યાર જુનો થઇ ગયો બચપણથી યુવાન થતાં હવે વૃધાવસ્થા આવી છે. હવે તેના દરેક અવયવો અણગમતાં થવા લાગ્યાં છે, હાલ તે મરણ પથારીએ પડેલો છે તે થોડા દીવસ પછી મરણના શરણ થઇ ગયો હતો નહોતો થઇ જશે. મારા મહેરબાન, માફ કરજો વધુ બોલાયું હોય તો ફરીથી તેને જીવા ને રાખવા ઇચ્છા હોય તો,

અને મને નિભાવવા મરજી હોય તો પુન તેને જન્મ આપી તેનો ઉદ્ધાર કરો, કે જે લાંબો વખત સુધી નભી ટકી શકે.

**હયપાળ**—અરે ગાંડીરે ગાંડી, જે બીજ રોપી છોડવો થઈ મોટું વૃક્ષ થયું તેને પોતાને હાથે કોણ મુર્ખ નાશ પમાડે ?

**કામલતા**—તે વાત ખરી, પણ માણસનું મન હમેશાં એક સરખું રહેતુ નથી, તેથી ભય રહે છે કે કદાચ કુહાડીથી તેનું છેદન કરી મુળમાંથી નાશ કરે. અગર સંસારનો પવન લાગતાં પડી તે ભાંગી જાય તેની શી ખાત્રી ? માટે એના નાશનો ભય રહે નહીં તેવું થાય એટલે બસ.

**હયપાળ**—ત્યારે શું તને તે બાબતનું લખત કરી આપું ?

**કામલતા**—લખત બખતની કાંઈ જરૂર નથી, પોથાં તે થોથાં ને ડાચાં તે સાચાં. મન ફરે ત્યારે લખતને શું ધોઇ પીવું ? માટે તેને હમેશ જન્મ પર્યંત નભાવવા વચન આપો એટલે બસ.

**હયપાળ**—(મનમાં) હાલ તો વચન આપવા દે પછી જોઈ લેવાશે. (પ્રકટ) લે આ વચન, (વચન આપે છે) પછી કાંઇ ?

**કામલતા**—જો જા હો. બેવફા ના થતા.

**હયપાળ**—અરે ભોળી આ શું બોલે છે ! એતો કદી બને.?

**કામલતા**—ઠીક ત્યારે એક વચની રહેજો ( પીંગળાએ આપેલો હાર કાઢી ) ત્યારે લ્યો આ મુક્તા હાર પ્યારના સાટાનું પ્રથમ બાનું. પણ મારૂં માગેલું મહેનતાણું વિસારતા નહી હો કે ?

**હયપાળ**—વાહરે મારી દીલદાર ! છો તો બહુ હુશીઆર,—પ્યારનો સાર તો તુ જાણે છેને ?

**કામલતા**—હુશીયારી ન રાખું તો આવી જોખમ દારી કેમ ઉઠાવું. મહારાજ જાણે તો કાંઈ બાકી રહે કે ? તમારે પણ ખબરદારી રાખવી અને ચાલાકી વાપરવી સદા ચેતતા રહેવું કે આ કામ કોઈના કળવામાં ન આવે. મારી બાઈ છે તો બહુ હુશીયાર તેની ચાતુરીનો કોઈ પામશે નહી પાર, અને કોઈ વાતનો જાણવા દેશે નહી સાર, પણ દેવ આગળ લાચાર. ( સાડી બતાવીને ) પેહેરો આ સાડી અને લાજ કાઢી ચાલો મારી સાથે.

**હયપાળ**—હું મરદ થઇ સ્ત્રીનો પોશાક પેહેરૂં ?

**કામલતા**—હું ક્યાં કહું છું. તમારી મરજી હોય તો પહેરો ! ચાલો ઝટ વાર ન કરો. થઇ છે બહુ વાર માટે મારી બાઇ

કરતી હશે વિચાર.

**હયપાળ**—મને પહેરતાં નથી આવડતું તે.

**કામલતા**—તે મારૂં કામ. આવો તમને પહેરાવું (સાડી પેરાવી આધું ઓઢાવી લઇ જાય છે.)

---

## પ્રવેશ ૫ મો.

### સ્થળ રસ્તો.

પાત્ર—વિક્રમ એકલો.

**વિક્રમ**—જ્યાં જોઉં છું ત્યાં અંધેર અંધેર અને અંધેરજ દેખાય છે. નાનાથી તે છેક મોટા સુધીના સઘળા અમલદારો લાંચીયા ને પેટભરા બની ગયા છે. તેમ એક બીજાના દાબમાં નહીં રહેતાં સ્વતંત્ર થઇ ગયા છે, પ્રજાવર્ગ પોતાના સ્વાર્થ સાધવામાં પાપપુન્ય નેપીછાણતી નથી. જેનો આગેવાન આંધળો તેનું લશ્કર કુવામાં, અને ધણી વિના ઢોર સુનાં. જ્યાં પુછનાર નહીં, ત્યાં પ્રતી ઉત્તર શાનો. સઘળાં એક સરખાં થયા ત્યાં કહેવું કોને? અમલદારોને લાંચ આપી એટલે પોતાનું કામ ફતેહ. તેમાં બીન ગુનેહગાર માર્યો જાય તેની અમલદારો કાંઇ દરકાર કરતાં નથી. પૈસો મેળવવો એજ મહતકાર્ય સમજ્યા છે. તમામ તાબાના રાજાઓ તથા ઠાકોરો વીગેરે પણ સ્વતંત્ર જેવા થઇ ગયાં છે. તેઓ ખંડણી બરાબર આપતા નથી. પ્રજા પોકારની સેંકડો અરજીઓ મારા ઉપર આવી છે, પણ મારે તેનો શીરીતે નીકાલ કરવો તે કાંઇ સુઝતું નથી. એકદમ ફેરફાર કરતાં લુચ્ચા તરકટીઓ બંડ ઉઠાવી સામા થયા વિના રહેવાના નથી. તેમ જો કાંઇ ઉપાય નથી લેતો તો બીચારી રાંકડી પ્રજાનો ભાણુ નીકળી જાય છે. વળી ઉપાય લેતાં કાંઇ આડું અવળું થઇ જાય તો મહારાજાનો મોટો ઠપકો મારે શીર રહે છે. માટે શું કરવું તે કાંઇ સુઝતું નથી. (વિચારમાં પડે છે. વિચારીને) ઠીક! ઠીક! બરાબર છે, ચાલ, મહારાજ પાસે જઇ આજ તેમની આંખ, કાન, તથા હૃદય ઉઘાડું. એમ કહી વીક્રમ પિંગળાના વિલાસ ભુવન તરફ જાય છે).



## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ—પિંગલાનું વિલાસ ભુવન.

**પાત્ર**—ભર્તૃહરી, પિંગળા, દાશી અને વિક્રમ.

**સુશીલા**—બાઈ સાહેબ! આપની પાસે યોગ્ય માળી છતાં આપનો યૌવન બાગ દરરોજ કરમાતો જાય છે એ શું ?

**પિંગળા**—દાશી, માળી મહેનત ઘણી કરે છે પણ કીડા મુળમાં પેશી સઘળો રસ ચુશી લે છે. તેથી પત્ર અને ફળ ફુલ નહીં વધતાં સુકાતાં જાય છે.

**સુશિલા**—બાઇ સાહેબ! (ગભરાટથી ત્યારે તે કીડા દુર કરવા ઉપાય યોજવો જોઇએ! ઉપાય નહીં થાય તો થોડા દિવસમાં બાગ વેરાન જશે!

**પિંગળા**—સખી સુશીલા! તારૂં કહેવું સત્ય છે. (એટલામાં મહારાજ આવવાની નેકી પોકરાય છે તે સાંભળી.)

**સુશીલા**—બાઈ સાહેબ! મહારાજ પધારે છે. તેમને તમારા શિવાય ઘડીભર જંપ વળતો નથી. જતાં તો વાર થઇ નથી. એટલામાં પાછા પધાર્યા, આપે એવી મોહની લગાવી છે કે મહારાજા પળ પણ આપનાથી અલગ રહી શકતા નથી. (એટલામાં ભર્તૃહરી પ્રવેશ કરે છે અને દાશી બહાર જાય છે.)

**ભર્તૃહરી**—પ્રિયા તારા વિના મને બધી દીશાઓ શુન્ય ભાસે છે. ચંદ્ર વિના રાત્રી જેમ ઘોર અંધારામય લાગે છે અને તેથી કરી કાંઇ પણ ચીજ દેખાતી નથી, તેથી મને તારા વિના કાંઈ સુઝતું નથી, અને ઘડીભર પણ કોઇ ઠેકાણે કળ વળતી નથી. વાહાલી તમારૂં મુખ કેમ આજ ગ્લાની પામ્યું છે!

**પિંગળા**— **દક્ષણી રાહની લાવણી.**

ચેન ના પડે, તુમ વિના ઓ પ્યારારે;
મન મુઝાઉં, દુ:ખી થાઉં, ગમે ન ખાવું, કયાં હું જાઉં,
રહો છો જેથી ન્યારારે, ચેન ના પડે.
એકલી રહું, તુમ વિના આ નારીરે;
પામે દુ:ખ, ઘડી ન સુખ, તનરે મુખ, પ્રેમની રૂખ,
રહો દીલ વિચારીરે. ચેન ના પડે.
હમેશ આપનાં દર્શન દિયો સ્વામીરે;
સુણો હજુર, વાધે નુર, ઘડી સનુર, કરોન દુર,

કોઇ દિન પ્યારા સ્વામીરે. ચેન ના પડે.
આપ વિયોગથી, દુખ થાય અપારરે;
જોઇ મુખ, કહું અમુક, પામું સુખ, તજું હું દુઃખ,
મળો છો આપ જયારેરે. ચેન ના પડે.

**ભર્તૃહરી—** સીંહાનો કના

પ્રાણપ્રિયા નવ રાખું જુદાઇ, નવ ગુન્હા તું રતીશ હું આંઇ. પ્રાણ.
ચંચળ ચતુરા ચતુર છો પ્રિયા, તુમવિણુ રહેવું ગમે નહી કાંઇ પ્રાણ.
જોબન તારૂ જલકા રહ્યું તે, દેખી ઠરૂં પ્યારી દીલની માંહી. પ્રાણ.
વાણી મનોહર રૂપ તું રંભા, સ્વર્ગ મુકી કેમ આવી તું આંહી પ્રાણ.
મધુર વચન તારાંસુણીને પ્યારી, આનંદસાગર મુજ જાય છલકાઇ.પ્રાણ.
પ્યારી મારી તું ન રહે મુજથી ન્યારી, તુજ વિયોગ લાગે દુઃખદાઇ.પ્રાણ
ત્રણુમાં સાઠમાંછે તું પટરાણી, માનવતી તું ન જઇશ મુંજાઇ. પ્રાણ.

**પિંગળા**—પ્રાણનાથ! આપેજ હમણાં આપની વિતી કહી તો મને કેમ વિતતું નહીં હોય ? આપના કરતાં પણ મને વિયોગનું વધારે દુઃખ લાગે છે. એક પળ એક વરસ સમાન લાગે છે. માટે સ્વામીનાથ ! ( આંખમાં આંસુ લાવી ) આ તમારી દાશીને અલગ કરતા નહીં,

**ભર્તૃહરી—**પ્રિયા, આમ ગાંડી ન થા તારા સુખને માટે તો મેં મારૂં બધુ કાર્ય છોડી દીધું છે. તેમજ રાજકાજની પણ કાંઇ દરકાર રાખી નથી. વાહાલી! તેં તો મને તારા પ્રેમરૂપી ઘરમાં બંધીવાન કરી લીધો છે. મનહર મુખની બેડી એવી તો સજડ જડી છે કે તે તોડી કાંઇ પણ દૂર જવાતું નથી, વળી ગુલાબ પુષ્પો એજ મોહીત થઇ તમારા ઉપર વાસ કર્યો છે. નેત્રના કટાક્ષ પ્રહારથી શુક પોતાની નાશિકા અત્રે ભુલી ગયો છે. મુખકૃતિ જોઇ પરવાળા-એ ખુશી થઇ પોતાનો રંગ અરપણ કર્યોછે. એવી રીતે ફૂળો. ફુલો અને દેવો તમારાથી મોહ પામી દુર રહી શકતા નથી તો મારૂં ગજું શું કે તમારાથી દુર રહી શકું !

**પિંગળા**—પ્યારા પ્રિતમ! આપનું કહેવું યથાર્થ છે. આપે પણ મોહજાળમાં એવી ગુંદેડી છે કે જરાએ હાલ્યો ચાલી શકતી નથી. નિરૂપાય છું કે આપને બહાર જતાં અટકાવી શકાતા નથી. હવે તો કૃપા કરી વિયોગ દુઃખ ન દેવો તો સારૂ.

**ભર્તૃહરી—**પ્રિયા! હું હવે તમારાથી દુર નહી રહું. દુઃખી ન થાઓ.

પિંગળા—સ્વામીનાથ ! સ્ત્રિઓનો એજ સ્વભાવ હોય છે કે વિયોગ દુઃખ તેનાથી ઘડીભર પણ સહન થઈ શકતું નથી. મુર્ખ પુરૂષો વરસોના વરસો સુધી પરદેશમાં પડી રહે છે તેની સ્ત્રિઓની શી દશા થતી હશે ? મદન મહારાજનો અમલ બહુ જોરાવર છે.

ભર્તૃહરી—તેઓ બિચારી વગર અગ્નિએ બળતી હશે. અને પ્રધુમના સર્વ શસ્ત્રોથી વિંધાઇ જતી હશે ? મુર્ખાને એ સંબંધીનું ક્યાં ભાન હોય છે કે સંસારમાં સ્ત્રીઓ સુખનુ સ્થાન છે; અને તે વિરહ દુઃખથી દુઃખી થતી હશે.

વળી— નારીના કટાક્ષ પાસે પુરૂષ છે ગુલામ. એ રાહ.

જગમાં જેને જન્મ ધરી, લાવા ન લીધા લગાર,
કામળાંગી માણી નહી, ધરીને આ અવતાર.
પ્રિયા સંગે બેશિને, કર્યું ન પ્રેમ પાન;
મોજ વિલાસ સુખ તણું દીધું ન જેણે દાન.
જનમ્યો પણ ના જનમ્યા જેવો, જાણ્યો ન કામ શૃંગાર;
તેને જન્મ ધરીને દીધો, વૃથા ભુમિને ભાર.
મનુષ્ય તણા સુખને માટે, નારી નિપજાવી;
તેને તજી દુર રહે તે, છે મહા પાપી.

પિંગળા—યથાર્થ છે પ્રાણનાથ ! દાસી એ દાસી ?(દાસી આવી)

સુશિલા—( નમન કરીને ) શો હુકમ છે બાઇ સાહેબ ?

પિંગળા—મહારાજાને માટે ગુંથેલા હાર, અને છુટા પુષ્પો લાવ, (દાસી ફુલના હાર વિગેરે લાવે છે તે લઈ પિંગળા ભર્તૃહરીના કંઠમાં હાર આરોપવા જાય છે. તેને )

ભર્તૃહરી—કામળાંગી ? તમારા કરને તસ્દી ન આપતાં લાવો મારા હાથેજ પહેરી લઉં.

પિંગળા—સ્વામીનાથ ? આપ એ શું બોલો છો ? દાસીની તે પછી શું કામ આવવાની છે ? પિંગળા, ભર્તૃહરીના કંઠમાં હાર નાંખે છે, તેને ભર્તૃહરી ચુમન કરે છે. સામી ઉભી રહી છુટા પુષ્પોથી મહારાજાને વધાવે છે, )

ભર્તૃહરી—બહુ ખુશી થઇ ) વાહલા પ્રિયા ! આજ તો તે આનંદસાગરને ઉછાળી નાંખ્યો ?

સુશીલા—વાહ બાઇ સાહેબ, બીજો શું હુકમ છે ?

પિંગળા—જા, પેલાં નવિન આવેલા શુંદર ફળો લઇ આવ.

**સુશીલા**—વારૂ બાઈ સાહેબ. (કહી ફૂલ લેવા જાય છે. તેને દ્વાર પાસે વિક્રમ મળે છે. તે મહેલ અંદર જતો હોવાથી તેને અટકાવે છે તેથી ).

**વીક્રમ**—કેમરે મને અટકાવ કરવાનું શું કારણ છે?

**સુશીલા**—( નમનતાઈથી ) ભાઇ સાહેબ! પિંગળા રાણી સાહેબનો એવો સખત હુકમ છે કે કોઈ જંતુ સરખાને પણ આંહી પ્રવેશ થવા દેવો નહી જો કોઈ પ્રવેશ કરશે તો તેને સખત શીક્ષા કરવામાં આવશે.

**વીક્રમ**—( આ સાંભળી મનમાં ) અહોહો! આટલી બધી તેની સત્તા? અને મારા ભાઇને સખ્ત કેદખાનું? શો જુલમ શો જુલમ! બિચારા ભોળા નરને ક્યાં ખબર છે કે મહેલમાં અને રાજમાં શું થાય છે? ક્યાંથી ખબર પડે? લેશ માત્ર પણ બહાર નીકળવાનીજ જેની સત્તા નહી. શાસ્ત્રમાં કહ્યું છેકે "અતિ સર્વ વરજીતમ" તેમ આમાથી કોઇક દિવસ વિપરીત પરિણામ થવાનું. અને રાજ ધુળ મળી જવાનું, જ્યાં સ્ત્રીઓનું રાજ્ય, ત્યાં નખોદની પાટી. કોણજોનાર છે કે કોણ પુછનાર; ધાર્યું કરવું. અને સ્વાર્થીઆનું પેટ ભરવું. માટે મારે હવે ખચિત મહારાજની આંખ ઉઘાડવી અને તેમની બહેર મારી ગયેલી સઘળી ઇંદ્રીયોને પાછી સતેજ કરવી (ચાસન) કેમ મને પણ જવાની રજા છે કે?

**સુશીલા**—સાહેબ એ વાત હું આપને પ્રથમજ કહી ચુકીછું કે ગમે તે આવે અને ગમે તેટલું કહે પણ તેને આંહી આવવાજ દેવા નહી. તેમ તેની અરજ પણ આંહી આવી કરવી નહી.

**વીક્રમ**–તે(ક્રોધથી) શો જુલમ! કેમ મને જવા દેછે કે નહી?

**સુશીલા**—ના સાહેબ! મારાથી એ નહી બને (એટલું કહેતામાંજ દાશીને ધક્કો મારી મહેલ અંદર દાખલ થાય છે. વિક્રમને આવેલો જોઇ બંને જણા ચકિત થાય છે. બંનેને વિક્રમ નમન કરેછે.

**પીંગળા**—(સક્રોધ) કેમ તમને આંહી આવતા કોઇએ અટકાવ્યા નહી! અમર્યાદશીલ કેમ થયા! શું તમોને ખબર નથી કે મહારાજ રાણી વાસમાં બિરાજેલા છે? છેક શરમ કેમ તજી? તમારે આવવું હતું તો પ્રથમ કોઇની સાથે કહેવરાવી રજા મંગાવવી હતી,

**વીક્રમ**—(નરમાશથી) માતુશ્રી મારે માટે રજા? હું તો તમારો છોરૂ, વળી બચ્ચાં નેમાબાપ આગળ આવવું તેમાં શરમ શી

અને મર્યાદા છોડાવી શી તેમ રજા લેવાનુ કારણ પણ શુ !

**પીંગળા**—મહારાજા અત્રે બીરાજેલા છે એટલે કોઇ વાતની હરકત નથી પણ આજનો સમય બહુ ખોટો છે સહેજ વાતમાં પણ લોકો આંગળ ચડાવવા ચુકતુ નથી

**વીક્રમ**—માતુશ્રી ! આપની વાત સત્ય છે મારે માટે મના હશે એ તો હુ નહોતો જાણતો,

**પિંગળા**—સમજુ થઇને આ શુ બોલ્યા ? દંપતી જ્યાં બીરાજેલા હોય છે ત્યાં હરેક કોઇને જવા આવવાની આનીજ બંધીછે સમજુ થઇ છેક છોકરવાદી કરવી એ કાંઇ ઠીક નથી.

**ભર્તુહરી**—છોકરાઓની ભુલ ચુક લક્ષમાં લેવી નહી એતો આપણુ બન્યુ

**પિંગળા**—ત્યારેજ કાંઇ ઉપાય નથીને (આસન બતાવીને વીક્રમને) બેશો ભાઇ આ આસન ઉપર (બેસે છે)

**ભર્તૃહરી**—પ્રિય બંધુ વીક્રમ ! આજે તારૂ એકદમ અને ઉદ્ધતાઇ ભરેલુ આવવુ કેમ થયુ !

**વીક્રમ**—(હાથ જોડી નમન કરીને)પ્રીય ભ્રાતા ! આજ અત્રે પધારવા સબંધી હકીકત શી કહુ આપે હવે રાજ્યની લગામ તદન છોડી દીધી છે તેથી જ્યાં જોઉં છુ ત્યાં આપના વીના અંધારૂ ઘોર લાગે છે. રાજમાં એટલી ઉથલ પાથલ થઇ છે કે જે કહેતાં કહેતા જીભ ઉપડતી નથી ખંડીઆ રાજાઓ દરબારીઓ તથા સર્વ પ્રજા મંડળ પોતપોતાની મરજી મુજબ વર્તે છે અને તેઓ ને માથે કોઇ ધણી ન હોય તેમ વીચરે છે વધારે શુ કહુ ભ્રાતા હવેતો કૃપા કરી કચેરીમાં પધારો અને રાજ સુધારો એક હાથે ખાબોચીયું પણ તરાતુ નથી પણ બે હાથ સાથે મળી મોટુ સરો વર તરાય છે નિરૂપાયે અને બહુ સહન નહી થવાથી છેવટે મ ર્યાદા મુકી અાંહી આવ્યો છુ

**ભર્તૃહરી**—કેમ પ્રિયા ! આવાતમાં તમારી શુ સલાહ છે

**પીંગળા**—તમે કહેતા હતાને મારો વિક્રમ ભાઇ આ રાજ્ય વિગેરેનુ સર્વ કામ કરવા શકિતમાન છે, પણ જોયુ ભરસાની ભેસે પાડા જણ્યો એ તો જેના કામ જે કરે છોકરાથી છાશ પીવાતી હોત તો પછી મોટાનુ કામ ન પડત, (મનમાં) આંહી હવે ઓછો સમય રોકાય તેજ સારૂ માટે તેવોજ ઉપાય લઉં. કર્યું તો મહા ખોટું પણ મારા લાભમાં ફાયદો થયો આ પીડાને

ટાળવાની મને મહેનત પડત તે હવે સહેજમા પીડા ટળી જશે. તે રાજકાજમા રોકાશે તેટલા વખતથાં મારા વાહાલા રસીકથી હુ મોજમજા માણી લઇશ. જ્યાં પુન્ય પધારા ત્યાં પુન્ય આંધળા ન શીમ સીધુ ત્યાં સર્વ સીધુજ થયા કરે. ગૃહ ઘેર ત્યાં સર્વ લીલા લહેર અને સુખના મહેર ભાગ્યશાળીને ઘેર ભૂત રજે અને વીના અડચણે સર્વ વીઘ્ન ટળે ધન્ય છે પ્રભુ તારા મહીમાને તારી મરજી મારા ઉપર અપાર છે એજ મારા સુખનો સાર છે (ચાલન તોએ પણ ધન્ય છે તેમને જે આટલુ કર્યું એજ ચલાવી શકે ! તેમનુ કહેવુ ખરૂ છે અને તે સબંધી બંદોબસ્ત કરવો જોઇએ,

ભર્તૃહરી—બંધુ વીક્રમ તુ કોઇ વાતે મુઝાઇશ નહી તેમ ગભરાઇશ નહી હુ થોડો થોડો સમય કચેરીમાં આવ્યા કરીશ

**વીક્રમ**—તો તો મારા મોટા ભાગ્ય રાજ્યનો અને પ્રજાના સર્વનો: પણ ઉદય થયો ગણાશે તેમ હજારોના શુભ આશીરવાદ આપને મળશે હવે મને જવાની આજ્ઞા છે

ભર્તૃહરી—પ્રિય વિક્રમ ! ઘણાં દીવસે મેળાપ થયો છતાં આ ઉતાવળ શુ કરે છે ! દાસી ફળ લેવા ગઇછે તે આરોગીને પછી જા

**વીક્રમ**—બહુ સારૂ ભ્રાતા જેવી આપની આજ્ઞા (દાસી ફળ લઇને આવે છે તે પિંગળા લઇને બંનેને પિરશે છે અને પોતે પણ તેમાંથી વધેલા ફળ ખાયછે ખાતાં ખાતાં)

**વીક્રમ**—અહાહા ! શી ફળની સુંદરતા અને મધુરતા ! અવાં મીઠાશવાળાં ફળતો આજ સુધીમાં મે કોઇ દીવસે ભખ્યા નથીતો શી ! માતુશ્રી ! આવા ફળતો આપણા રાજની હદમાં થતા હોય તેમ મનેતો લાગતુ નથી,

**પીંગળા**—આપનુ કહેવુ ખરૂ છે દીયરજી ! આ ફળતો મારા પિતાશ્રીને ત્યાંથી આવેલા છે.

**વીક્રમ**—(અશ્ચર્ય તાથી) એમ કે !

ભર્તૃહરી—ચાલો બંધુ વિક્રમ! આપણે મહાકાળેશ્વરના મંદીરે દર્શન કરવા જઇએ.

**વીક્રમ**—ચાલો ભ્રાતા.

**ભર્તૃહરી**—પ્રિય ! હું સત્વર પાછો આવુ છુ તમે વિયોગ દુઃખ ધરતા ના

**પીંગલા**—"હુ રાહ્ર સ્વામીનાથ! પણ જેમ બને તેમ પાછા

જલદીથી પધારજો. બહુ વખત રોકાશો નહીં. ( ગદ્દગદ કંઠે ) મને તમારા વિના ઘડી પણ નહીં ગમે.

**ભર્તૃહરી**—પ્રિયા, ગભરાઓ નહીં. હું તો આ આવ્યો. વિક્રમ તથા ભર્તૃહરી જાય છે.

**પીંગળા**—( હોઠ પીસીને ) કાશ ગયા. હાશ? હવે નિરાંત થઇ. ( અતિ ઉછરંગથી ) પ્યારા સંગે. અતિ ઉમંગે મોજ માણીશું વિષ રંગે. પણ દાશી હજુ સુધી કેમ કાંઈ ખબર લઇને આવી નહીં. ( વિચાર વમળમાં પડે છે એવામાં કામલતા હયપાળને સ્ત્રી વેશે લઇને આવે છે તેને જોઈ કામલતાને ) કેમ કામલતા ? શું ખબર લાવી કાંઇ પતો મળ્યો કે ? વળી આ નવીન બાઇ કોણ છે ?

**કામલતા**—(મોં ઢાવકું રાખીને) બાઇ સાહેબ બધે તપાસ કર્યો અને આખા નગરમાં ફરી ફરી થાકી ગઇ તો પણ તેનો કાંઇએ પતો લાગ્યો નહી. આખરે થાકી પાછી ફરી, અત્રે આવતાં રસ્તામાં મારી સખી મળી તેને લઈ અહિં આવી છું.

**પીંગલા**—કામલતાના વેણ સાંભળી ભૂતના વળગાડની પેઠે બેહોસ થઈ વ્યાધિગ્રસ્ત થએલી હોય તેમ દીન વદને ધીમે સાદે ) ત્યારે તું આવી ચતુર છતાં મારે દુખસાગરમાં ડુબવું ? તારી મહેન તનો બદલો નહી ભુલું. મારા ઉપર કૃપા કરી ફરી તપાસ કર અને ગમે તેમ કરી વિરહાગ્નિથી મને બળતી ઉગાર. ( ગભરાટથી ) હું બળું છું. મને કોઇ બચાવો, મારાથી કામાગ્નિ સહન થઈ શકતો નથી.

**કામલતા**—બાઇ સાહેબ ! આમ છેક શુ ગભરાઓ છો એતે કાંઇ બજાર ચીજ છે તે ઝટ લાવી હાઝર કરૂં ! આ કામ કેવી રીતે કરવાનુ છે તે તો તમો સારી રીતે જાણો છોને ! સમજુ થઈ આમ કરોતે ઠીક કહેવાય બીજુ કામ હોય તો પુછતાએ પતો મેળવાય પણ આનો તો એક અક્ષરે ના ઉચ્ચારાય જો મે તેને નજરે દીઠો હોત તો તેને ઘેર જઇ બોલાવી ન લાવત પણ હવે મારે શી રીતે કરવુ વિચારમાં પડી હોય એમ ડોળ કરે છે )

**પીંગલા**—(ગળગળે સાદે)ત્યારે શુ તુ હવે મને દુખમાંજ રાખવા ચાહે છે ? (જરા ગુસ્સાથી) તું ઉડાવવું જવાબ દઇ મને અ-ધીરી ન બનાવ ? તારા પ્રત્યેક બોલ મારા કર્ણને ભેદે છે.આવખત મશ્કરીનો નથી. ડોળ કરવું મુકી દે, ખરૂં હોય તે કહી દે.

**કામલતા**—(સ્મિત મુખે) વાહ ! બાઇ વાહ ! તમે તો પુરા

કામાધિન થઇ ગયાં છોને શું ? તમે ક્ષત્રાણી, બહાદુર કહેવાઓ તો ક્યાં ગઇ તમારી હિમત ! ફકત એકનેજ વશ કરી નથી શકતાં તો રણમાં હજારોને શું હઠાવશો. ?

**પીંગળા**—વહાલી દાસી ! તું બહુ મને સતાવેછે. હવે તો હું છેક લાચાર થઇ ગઇ છું. જો તુ મને દુઃખસાગરથી કાંઠે લાવવા ચાહતી હોય તો તારો વચન પ્રહાર રહેવા દઇ કાર્ય સાધવાનીહીંમત રૂપી દોર ફેંક કે, જે ગૃહી હું સુખ રૂપી નાવમાં બેશી કાંઠે આવું.

**કામલતા**—બાઇ સાહેબ ! આપ ધીરજ ધરો, આજ સુધી હું કોઇ કામમાં પાછી પડી છુ ? તે આ કામ કરવામાં અશકત થાઉં લાવો મારું ઇનામ,

**હયપાળ**– (સ્વવિશે મનમાં રાંડ કેવી લુચ્ચી છે ? પોતાના માલીકને કેવી ઉડાવે છે ? બડી જબરી ?

**પીંગળા**—તે કયાં છે.

**કામલતા**—જ્યાં છે ત્યા છ ઇનામ આપવું છ કે કેમ ?

**પીંગળા**—( નરમાશથી ) તે કોણુ ના કહે છે. પણુ તેને આંહી લાવ્યા વિના ?

**કામલતા**—આપે લાવવાનું સારું કયું હતું ? ફક્ત શોધ કરવા કહ્યું હતું.

**પીંગળા**—ખોળવાનું ને લાવવાનું જુદું કહેવું પડે ખરું કે?

**કામલતા**—અમને ચાકર માણસને શું ખબર પડે કે બન્ને જુદું કહેવાનુ હશે આપે ખોળવાનું કહ્યું હતું તે ખોળી લાવી. લાવવાનુ કહ્યું હોત તો સાથે લેતી આવત

**પીંગળા**—(છેક કાયર થઇ )હુ તો હવે તારાથી થાકી હવે તારી સામે એક શબ્દ બોલવાની મારી શકિત નથી. જેમ તને મારું બહેતર જણાય તેમ કર, પણુ આ તારી સાચ સખી આવેલી તે કાંઇ બોલતી નથી તેમ કોઇ પુરૂષ આહી નહી છતાં લાજ કાઢી આમ તેમ ઘુમ્યા કરે તે એ શું ?

**કામલતા**—બાઇ સાહેબ ? એ મારી સખી બહુ શરમાળછે તે કોઇના બોલાવ્યા વીના બોલતી નથી પણુ જ્યાં તેનું મન મળે છે ત્યાં શરમ કે લાજ જરાએ લાગતી નથી. એ મારા કરતાં એટલી ચાલાક છે કે આપ એને કદી પણુ સુની મુકતા ચાલશો નહી એને દરેક રીતે ખુશી રાખસો તો તો તે તમારો સંગ મુકશે નહીં, પણુ હદથી વધારે ખુશી કરશે. પણુ કદાચ કોઇ વાતનું વચન પડશે તો

ફરીથી તમારા મુખ સામુ તો શું પણ તમારા દ્વાર સામુ પણ જોશે નહી એ એવી હઠીલી ને અડંગી છે માટે સાવચેતથી કામ લેજો અને સભ્યતાથી વર્તજોબીજી દાસીઓ ઉપર હુકમ કરો છો તેમ તેના ઉપર આપનો હુકમકે આજ્ઞા ચાલશે નહી. હુકમ ઉઠાવવા તથા આજ્ઞા પાળવામાં હઠીલી અને આળશુ છે તમારાથી બરાબર જળવાય તો સ્નેહ ધરજો મીજાસની ભરેલી છે, ને ખુશા મત કરવામા ખામી વાળી નથી પછી જેવી આપની મરજી.

**હયપાલ**—(મનમાં માળા પેઠે ફેરવે છે માકડાની પેઠે નચાવે છે ને બાળકની માફક બહેકાવે છે તો પણ હજી પોતાનો ભરમ ફોડતી નથી વાહરે વાહ !

**પીંગલા**—તુ તારે હમેશ તારી સાથે લેતી તો આવજે એ તો બધુ ઠીક થસે.

**કામલતા**—બાઈ સાહેબ મારી સાથે લાવવા કરવાની કાંઇ એ જરૂર પડે તેમ નથી. સ્નેહ થયો અને તમારૂં તથા એનુ મન મળ્યુ એટલે મારોએ ભાવ પુછશે નહી. એ તો આપો આપ પોતા ની મેળેજ આવશે જ્યાં મોજમજા મહાલવા મળે ત્યાં મુરખ હોય તે ન આવે. જે વૃક્ષ શીતળ છાયા આપતુ હોય તેને કીયો મુર્ખ તજી તડકાથી તપતા વૃક્ષની ગરમ છાયા નીચે બેસે. હવે હું આપનુ કાર્ય બજાવવા જાઉ છું. જોજો તેના કૃત્ય ઉપર ગુસ્સે થશો નહી. કારણ કે તે ગામડાની અંદર હલકા લોકમા રહેલી તેથી રાજકાજના નીયમની શી ખબર. જો આના ઉપર ગુસ્સો કરી એને ખીજવશો તો તમારૂ સઘળુ ધુળ મળ્યુ સમજો. પછી મારા હાથમા કાંઇ બાજી રહેશે નહી.

**પીંગલા**—બહુ સારૂ તેની જરાએ તારે ફીકર કરવી નહી. હવે તુ તારા કામે સીધાવ. (કામલતા જાય છે અને હયપાળ સ્ત્રી વેશે છે તેને ( આવ બાઇ આવ આંઇ બેસ ધીરે ધીરે જઇ પિંગળાની સોડમા બેસે છે તેને ) લાજ કાઢેલી કાઢી નાંખ. આંહી કોઇ પુરૂષ નથી શરમાયછે શાને ( લાજ કાઢી નાખતી નથી તેથી ) ગાંડી !આંહી તે વળી સ્ત્રીઓના આગળ લાજ હોય ( પિંગળા હયપાળે કાઢેલી લાજ કાઢી નાંખે છે અને હયપાળને જોઈ અચંબો પામી ઉભી થઇ ) કોણ મારા વાલા પ્રિત તમ ! ! ! ! એમ કહી બેઠે છે કીડાસ્થાનમા બાજુ સ્મરી ગયા હોલા તેજ જે( હસતા વદને ) લુચ્ચી કામલતાએ મને છેતરી.

મે મુર્ખાએ તેના મર્મ વાક્યનો ભેદ ન કર્યો

**હયપાલ**—ત્યારે પ્રથમ મને કટારી મારી તેજ કે ! ઠીક થયુ કે મારા ગુનેહગારને કામલતાએ મને મેળવી આપ્યો.

**પીંગલા**—ત્યારે તો તમારોને મારો બંનેનો ગુનો એક સરખો થયો માટે બંનેમાંથી એકને સજા ન થવી જોઇએ.

**હયપાલ**—પિંગળા ઉભી રહી છે તેને પ્યારી હવે ઉભી થઈ રહીશુ કરીશ અત્યાર સુધી તો મારૂ ચીતવન કરતાં જરાએ અચકાતી નહોતી અને મળવા ઉત્સુક થઈ રહી હતી તો હવે શરમાય છે શુ કરવા.

**પીંગલા**—સ્ત્રીઓને શરમ તો હોયજ પણ ફકત હું તો આપની આજ્ઞાનીજ રાહ જોતી હતી હવે આપની આજ્ઞા થઈ તો આ બેઠી (બેસેછે.) પ્યારા જ્યારથી તમારૂ મને દર્શન થયુ હતુ ત્યારથી મારૂ ચીત આપની પાછળ ભમરાની પેઠે ફરતુ હતુ સઘળી વસ્તુઓ ઉપરથી મારૂ મન ઉઠી ગયુ હતુ. મને આ મેહેલ અને અવાસ શુળી સથાન લાગતા હતા. શૃંગાર અંગારની પેઠે બાળતો હતો. મારી સર્વ ઇંદ્રિઓ પોતાનુ કામ કંટાળા ભરેલી રીતે કરતા હતા. મારૂ મન કમળ સંકોચાય ગયુ હતુ. અને તન પુષ્પ કામ તાપથી કરમાઈ ગયુ હતુ આજ આપના દર્શન થવાથી મારૂ સઘળુ દુખ દર્દ નાસ પામ્યુ છે ને ભ્રમણુતા મટી ભાન ઠેકાણે આવ્યું છે જેને હુ દુખણુય જાણુતી હતી તથા અરૂચી ધરાવતી હતી તે સર્વ સુખકારી અને અમૃત સરખુ થઈ ગયુ છે પ્યારા ! હવે હુ હરેક વાતે સુખી થઇ છુ.

**હયપાલ**—પ્રેમનો એનોજ મહીમા છે પ્યારી ! એ ભલભલાના ભાન ભુલાવે છે ને ચતુરને ચગડોળે ચડાવે છે.

**પીંગલા**—કોણ હાજર છે કે (અંદરથી)

**શુસીલા**—બાઈ સાહેબ શો હુકમ છે,

**પીંગલા**—મીઠાઇ મેવો અને દ્રાક્ષરસ લાવ અને તેની સાથે તાંબુલની પેટી લેતી આવજે.

**શુસીલા**—(અંદરથી) વારૂ બાઈ સાહેબ ! આ લાવી સર્વ સામાન લઇ ધીમે ધીમે ચાલતી લંગડાતી આવે છે તેને )

**પીંગલા**—કેમ સુશીલા ! આજ આમ કેમ ચાલે છે શુ કાંઇ દરદ થયુ છે કે

**સુશીલા**—બાઈ સાહેબ દઈ બઈતો કાંઇ થયુ નથી પણ આપની આજ્ઞા પાળવાની આ પ્રસાદી મળી છે (આંખમાં આંસુ લાવે છે ને મીઠાઇ વીગેરેનો થાળ નીચે મુકેછે

**પીંગલા**—શુ તુ પડી ગઇ છે ,

**સુશીલા**—પડી નથી ગઇ પણ પાડી નાખી.

**પીંગલા**—કોણે ,

**પીંગલા**—આપના દીયેરજીએ,

**પીંગલા**—શા માટે.

**સુશીલા**—આપની પાસે નહી આવવા દેવાથી

**પીંગલા**—ગાંડી પુરૂષ સાથે એવડી હુજત કરીએ.

**સુશીલા**—ત્યારે શું આપના કોપના તાબે થઇએ .

**પીંગલા**—જા જઇને દવા બવા લગાડ,

**સુશીલા**—વારૂ બાઇ સાહેબ (જાય છે જતાં જતાં) બાઇ સાહેબની મતી બગડી છે બાણુ લક્ષણવાળા પતીને તજી આવા કાણીયા સાથે યારી કરી એ ખુવાર થવાની નીશાની છે મોટા માણસને કોણ કહે હવે આંહી ચાકરી કરવાનો આપણો ધર્મ નથી (અફસોસ કરતી જાય છે)

**પીંગલા**—(હયપાળને પ્રિતમ આરોગો આ સુદર ફળોને સ્વદીષ્ટ મીઠાઇ !

**હયપાલ**—શુ હુ એકલો ખાઊ આટલુ બધુ મારા એકલાથી ખવાય !

**પીંગલા**—હું તેમાંથી મારા માટે અલગ કાઢી લઉં છે પછી તો ચાલશેને !

**હયપાલ**—એમ કે અલગ કાઢી લેવાનુ કાંઇ કારણ

**પીંગલા**—આપની સામે બેસી ખાતાં વટલાઇએ.

**હયપાલ**—( જરા રકત નેત્રે )ત્યારે પ્રિત કરતાં નહી વટલાય એમ હતુ ત્યારે તો પ્રથમ વીચાર કરવો જોઇતો હતો.

**પીંગલા**—હાથ જોડી ) આમ દાસીપર ગુસ્સે ન થાઓ આ દાસી આપનો સર્વ હુકમ ઉઠાવવા તૈયાર છે

**હયપાલ**—પ્યારી વહાલામાં વટાળ હોય નહી લે આવી જા (બને જણ ભેગા જમવા બેસે છે પિંગળા એક હાથે હયપાળને પંખો નાખે છે અને એક બીજાને આમન સામન ખવરાવે છે). પ્યારી આ ફળ તો બહુ મીઠુ છે (પોતાના ખાધેલા ફળને )

તે જરા ચાખતો ખરી (પિંગળાના મુખમા પોતાને હાથે મુકે છે)

પીંગલા—પ્રાણવલ્લભ મીઠાઇનો કટકો લઇ) જુઓ તો ખરા આ મીઠાઈની મીઠાશ (એમ કરી હયપાળના મોઢામાં ખોસી ઘાલેછે અને હાથથી મો દાબે છે એટલે )

હયપાલ—(પિંગળાને હાથ પકડી ) ! આં ! આં ! આં ! આ તો મરવાના લક્ષણ

પીંગલા—આટલામાં ગભરાઇ ગયા કે ચાલો ત્યારે હાથ ધોઇ નાખો ( પિંગળા પોતાના હાથે હયપાળના હાથ ધુએ છે અને ભીના હાથ પોતાની સાડીથી લોહી નાખે છે પછી દ્રાક્ષરસની શીશીમાંથી એક ગલાસમાં દ્રાક્ષ રસ કાઢીને પ્રિતમ આની તો મઝા ઓરજ છે ( દ્રાક્ષનો પ્યાલો હાથમાં આપીને ).

ડરમાં તું દીલ સાથ છોકરા ડરમાં તું દીલ સાથ એ રાહ
તમે પિઓને મારા પ્રાણ મધુર રસ પિયોને મારા પ્રાણ
મારા છોજી તમે જીવનન મધુર
પ્રેમ નીશાની છે દીલજાની પીયોને મારા પ્રાણ
આજ ઉમંગે મોજમજા માણો દાસીની સંગે પ્યારીને ન્યારી
ન રાખો કદીએ વાલ ગાવે ગ છો વધુ શું વદીએ-
મારી અરજ સાની મને વીયોગ દુખના આપશો-
આપવીણ જશે મારો જાન ખરે આપ વીણ જાશે મારો જાન
મધુર રસ.

હયપાલ—( દ્રાક્ષરસનો પ્યાલો બતાવીને) આની મઝા ઓર છે તો તારી મજા કયાં કેમ છે ! ! ! પ્યાલો પીએ છે ને પોતે દ્રાક્ષ રસનો પ્યાલો ભરી પીગળાને પાય છે દ્રાક્ષ રસ પી પાન બીડાં એક એકના હાથનાખાય છે એ સર્વ થઇ રહ્યા પછી શીશી માંથી ઉત્તમ અત્તર કાઢી હયપાળના આખા શરીરે ચોળે છે પછી દાસીને )

પીંગલા—દાસી !

સુશીલા—(અંદરથી હાં બાઇ સાહેબ શો હુકમ છે

પીંગલા—આંહીથી આ સર્વ સામાન લઇ જા

સુશીલા—આવી બાઇ સાહેબ આવીને સર્વ સામાન લઇ જાય છે )

પીંગલા—મારા મન મોહક ( હિંચોળા ખાટ બતાવીને ) પધારો આ હિંચોળા પર (હયપાળ હિંચોળા ખાટ પર બેસે છે તેને

પિંગળા પોતાને હાથે હીંચકા નાંખે છે ).

કસુંબી રંગ હો ગયે એ રાહ.

ઝુલાવું (૩) પ્રિતમ પ્રેમથી;
મમ કોમળ કરથી આજ, ઝુલાવું ( ૨ )
ઓ રશીયા (૩) રંગમાં ઝુલો,
પ્રેમ હીંડોળે આજ ઝુલાવું. (૨)
પ્રેમ ઘેલી (૩) થઇ છું વાલમા;
સોંપુ તન મન હું આજ. ઝુલાવું (૨)
બિરાજો (૩) હૃદય મંદીરે;
ગાઉં ગુણ કિર્તન શિરતાજ. ઝુલાવું (૨)
વધાવું (૩) કુસુમ નેત્રથી;
ધરૂં ધ્યાન તમારૂં દિનરાત. ઝુલાવું (૨)
વાલમજી (૩) વ'લી ન વિસરો;
ધારી અ.રજ હૃદય શાગાર. ઝુલાવું. (૨)

હયપાલ—પ્યારી તેં તો હદ કરી ? પ્રેમ રસથી પુર્ણ ભિંજવ્યો. કોમળને હવે થોડી તસ્દી આપો. શ્રમિત થઈ હઈશ; આવ બેસ આ હિંચોળા પર.

પીંગલા—( હીંચોળા ઉપર બેસીને એક બીજાના કંઠમાં કર નાંખી હિંચકા ખાય છે ) નયય વિલાસી ! હર્ષ શ્રમને ઉભો રહેવાજ દેતો નથી. પ્રેમની ખોટ, ત્યાંજ શ્રમની ચોટ.

હયપાલ—વાહ મધુરી ! શું તારૂં ભાષણ ! કાનને કેવો આનંદ આપે છે !

સાર્દુ વિક્રીડીત છંદની રાહ.

જેને કિધા વિલાસ જગતમાં, તેનેજ સુખ ભોગવ્યું;
રાખી રામા સંગ રંગ ધરીને, જન્મિને સાર્થક કર્યું;
નિપજાવી છે નાર જગતમાં, સર્વના સુખ કારણે;
ધન્ય ધન્ય છે અવતાર નાર ફરતી (જે) પુરૂષના બારણે.

(ગદ્ય) પ્યારી ! એત્રે મને આવવાનો ઘણો સમય થયો છે. માટે હવે મને જવાની રજા આપ.

પીંગલા—આ શું બોલ્યા ? જાઓ શબ્દ આ મુખમાંથી કેમ નીકળે ? નાના એ તો મારાથી નહીં થાય.

હયપાલ—તારૂં કહેવું ખરૂં છે પણ વિક્રમભાઇ ત્યાં આવશે ને મને નહીં દેખે તો મારા ઉપર ગુસ્સો કરશે. અને તેથી આપણા

મેળાપમાં અડચણ આવશે.

**પીંગલા**—(ગુસ્સાથી) હું છતાં કોની મગદુર છે કે તમને એક આંગળી પણ કરી શકે! વિક્રમભાઈ તે કોણ? તમારે કોઇની પરવા ન રાખવી. આ તન મન અને ધન એ તમને અરપણ.તમારે જોઇએ તેમ કરો. બંને ભાઇઓ મારા આગળ ચાંચણુ જેવા છે. ચાહું તો ચટ વારમાં ચોળી નાંખું. બે ફીકર રહો રસીક!

**હયપાલ**—પ્યારી તારૂં કહેવું ઠીક છે! પણ હઠ કરવી એ યોગ્ય નથી, જ્યાં જાસ્તી ત્યાં ઝટ નાસ્તી. માટે હવે રજા આપવા વિલંબ ન થવો જોઇએ.

**પીંગલા**—( સજળ નેત્ર અને ગદગદ કંઠે ) પાછા ક્યારે પધારશો પ્રાણાધાર! તમારો વિયોગ મને બહુ દુઃખ દેશે.

**હયપાલ**—આમ નિરાશ ન થા. તું જે વખતે તેડાવીશ તે વખતે સર્વ કામ છોડી તારી સમક્ષ આવીને ઉભો રહીશ.

**પીંગલા**—નિરાશ વદને ) પધારો પ્રીતમ. પાછા સત્વર પધારજો. ( હયપાળને જતો જોઇને )

**ઈંદ્ર સભાની ગજલ.**

પ્રિતમ મારો જાય છે, કેવો લાગે ફક્કડ નર;
ચાલ કેવી ચાલે છે તે વાંકા રાખી કર.
મંદિલ માથે શોભતી, મુગટની પરે;
વેશ ભુપતિ સમાન, જણાય છે ખરે.
આંખથી ઇશારતો કરી કેવા ચાલે;
ચાલ ચાલે હંસની જેમ મગનમાં મા'લે.
સુંદર કેવી સુરત શોભે ઈંદ્રની સમાન;
ખોટ કોઈ વાતે નહી, વહા! શું ગુમાન.
( દેખાતો બંધ થાય છે એટલે ગદ્ય ) પ્યારા! પ્યારા! હવે તું પાછો ક્યારે મળીશ? ( એમ કહી મુર્છાગત થાય છે )

—❧×❧—

## પ્રવેશ પહેલો.

### સ્થળ કચેરી.

**પાત્ર**—પ્રધાનજી, સૈન્યાધિપતિ, વેત્રધાર, વિક્રમ, ભર્તૃહરી, ગુણુજ્ઞ, બારોટ, ખજાનચી, ન્યાયાધીશ, કોટવાળ, સાહુકાર, મારવાડી, પારશી, વીગેરે અને પાછળથી દારિદ્રદાસ તથા તેનો છોકરો.

**પ્રધાનજી**—પણ અરે! હવે આ રાજ્યની શી વ્યવસ્થા થશે મહારાજાએ મુળગું કચેરીમાં આવવું બંધ કર્યું, લુચ્ચા લોકોનો તોર અને જોર બહુ વધ્યું છે. સઘળા દરબારીઓ અને ખંડીઆ રાજા-સ્વતંત્ર બની ગયા છે. બીચારા વિક્રમ ભાઇને કોણ ગાંઠે છે? ગમે તેટલા તારા ચળકાટ મારે પણ ચંદ્ર વિના પૃથ્વિ ઉપર પુરતો પ્રકાશ પડતો નથી. સુર્ય નહી ઉગવાથીજ ઉષ્ણ કાળમાં લોકો છત્ર રહિત અને ઉપાન વગર ઉઘાડે પગે નિડર બની ચાલે છે. અરે હાય! અફસોસ! અફસોસ! ( ઉંડો નિસાસો નાંખે છે તેવામાં સૈન્યાધિપતિ આવે છે પ્રધાનજીને વિચારમાં લીન થએલાં જોઇ.

**સૈન્યાધીપતી**—( નમન કરીને કેમ પ્રધાનજી સાહેબ આપ શા વિચારમાં પડયા છો? વળી આજ કાંઇ નવું ટીખળ જાગ્યું છે કે શું?

**પ્રધાનજી**—( નિસ્તેજ વદને ) નવું તો કાંઇએ નથી પણ દિવસે દિવસે રાજ્યની ઉલટા સુલટી ન થાય-એવામાં મહારાજ આવવાની નેકી પોકરાય છે.

**વેત્રધાર**—( અંદરથી ) ગૌબ્રાહ્મણ, પ્રતિપાળ, અખંડ પ્રૌઢ પ્રતાપી, અરિદળ ગંજન, પરદુખ ભંજન, નેક ન્યાયવંત, ક્ષત્રિ કુળ દિપક, પ્રજાપાલક, દિન દુઃખ ટાળક સુર્યવંશી, મુગટમણી, માળવ પતિ મહારાજકુ ઘણી ખમા આ આ ( આ નેકી સાંભળી બંને અત્યંત ખુશી થતા )

**પ્રધાનજી**—અહો! આજ તો ધન ઘડી ધન દહાડો આજ સુર્ય, કેણી તરફ ઉગ્યો? હવે તો રાત્રિ વિતિને પ્રભાત પ્રગટ થયું?

**સૈન્યાધીમતી**—અને તે સાથે દુષ્ટ ધુવડોની આંખો પણ બંધ થઇ.

**વેત્રધાર**—( પ્રવેશ કરીને ) આજુએ બાજુસે નિધા રાખીઓ મહેરબાન! અપની અપની અદબસે બિરાજીએજી. મહારાજ કચેરીમેં પ્રવેશ કરતે હય. ( સર્વ તેમને નીચા વળી નમન કરે છે. વિક્રમ પણ તરત પ્રવેશ કરે છે ને પ્રણામ કરે છે. )

**વેત્રધાર**—આતા. વિક્રમભાઇકી સલામ પે નિધા રખિઓ મહેરબાન! (ભર્તૃહરી તથા વિક્રમ બંને પોતાને યોગ્ય આસને બીરાજે છે એટલે) મહારાજ સાહેબ, ગુણકા પ્રવેશ કરનેકુ રજા મંગતી હે.

**ભર્તૃહરી**—જલદી પ્રવેશ કરાવ ( ગુણકા પ્રવેશ કરેછે અને તે મહારાજને નમન કરી ઉભી રહે છે તેને ) સમય જોઇને કોઇ

એવી ચીજ ગાઓ કે કચેરીમાં બીરાજેલાના મન પ્રફુલિત થાય,

ગુણીકા—બહુ સારૂ રાજાધિરાજ જેવી આપની આજ્ઞા.

**યૌવન ખીલ્યું આવ્યા પછી રસપાન કરો. એ રાહ.**

આજે આનંદ આનંદ સર્વ વ્યાપી રહ્યો;
ભાનુ પ્રગટ થયો, શોક દૂર ગયો. આજે.
આપે પધારી ઉપકારી કીધા અમને,
દીર્ઘ આયુષ્ય પ્રભુજી પ્યારા આપો તમને;
જન્મ સફળ થયો, ઉર અલ્હાદ થયો. આજે.
આપે બીરાજી આસન પાવન કર્યું,
નેત્ર સફળ થયાં પ્રજા દુખ હર્યું;
ચંદ્ર છાઈ રહ્યો, જય જયકાર થયો, આજે.

(મહારાજા સુંદર સાડી શીરપાવમાં આપી ગુણકાને વિદાય કરે છે.)

**વીક્રમ**—(નમન કરીને) ભ્રાતા! આજે આપે પધારી અમને ભારી ઉપકાર કીધા છે. અમારો સુખનો સુર્ય ઉદય થયો છે તે સાથે આ રાજ્યનો તેમજ પ્રજાના સુખનો સુર્ય ભુમંડળમાંથી પ્રગટ થયો છે.

**ભર્તૃહરી**—ભ્રાતા વિક્રમ! મહાકાળેશ્વર મહાદેવજીની મહેરબાનીથી સહુ સારા વાનાં થશે. ( પ્રધાનજી તરફ નજર કરીને )

**નારીના કટાક્ષ પાસે પુરૂષ છે ગુલામ. એ રાહ.**

કહો પ્રધાન મારા તમે, રાજ્ય તણો વૃતાંત;
સુખી કે દુખી પ્રજા છે, કહો ન રાખી ભ્રાંત.
દુષ્ટજનો કાર્યમાં ફાવે છે કે નહી;
રાજ્યમંડળ કેવી રીતે, ચાલે છે અહીં.
નિશાળામાં વિદ્યા દેવીનું કેવું ચાલે છે જોર;
હુન્નર કળા કૌશલ્યતાનો કેવો ચાલે છે શોર.

**પ્રધાન— ઉપલી રાહ.**

મહારાજ આપ રાજ્ય તણું પુછો ના વૃતાંત;
કહેતાં જીભ ચાલે નહીં, મન થાએ કલ્પાંત.
રાજ્ય મંડળનું શું પુછો; સ્વતંત્ર તે થયા;
વિદ્યા હુન્નર દેશમાંથી મંદ થઇ ગયા.
ન્યાય તો થયો વિદાય, સુખ પ્રજાનું ગયું;
આપ નહી પધારવાથી, આ અંધારૂં થયું.

આજ આપઆવવાથી, શોક દૂર થયો:
પ્રજાનો દુખભાર ઓછો, આજથી થયો.

**ભર્તૃહરી**—( સાંભળતાની સાથે એકદમ ક્રોધાતુર થઈ પ્રધાન વગેરેને ) તમારા ઉપર વિશ્વાસ રાખી તમોને રાજનો કારભાર સોંપ્યો તેનું આ ફળ ! મારો તમારા ઉપર પુર્ણ વિશ્વાસ હતો. અને પુર્ણ ખાત્રી હતી કે મારૂં રાજ્ય મારા વિના યથાસ્થિત ચાલશે, પણ તે મારતું મારૂં ભુલ ભરેલું નીકળ્યું તમે બધા પ્રમાદી થઈ તમે પણ મારી પેઠે મોજ શોખમાં પડી ગયા; ને બીચારી રાંકડી પ્રજાને દુ:ખના બોજા તળે કચડી નાંખી તમોને જાણે રાજ તરફની ઓછી ચિંતા હોય ! પણ વિક્રમે શું કર્યું ? તેને પણ તમારા મંડલમાંભળ એશઆરામમાં તલીન થઈ રાજ ખટપટની ચટપટ મુકી દીધી (જરા નરમ થઈ ) પણ એમાં તમારો શો દોષ છે ? મેંજ મોટી ભુલ કરી કે તમારા ઉપર ભરોસો રાખી રાજ લગામ તદન છોડી દીધી,( નિસ્ચે જ મુંગ ) અરેરે ! મેં મારા બાળકની પેઠે પાળેલી પ્રજા, તે આવા અસહ્ય સંકટમાં આવી પડી ? પણ જે થયું તે ઠીક થયું ? કે વૃક્ષઉગતાંજ ખબર પડી વૃક્ષ મોટું થયા પછી જો જાણ થઈ હોત તો તેને છેદવા ભારે મહેનત અને અતિ અડચણ પડત ખેર જે થયું તે ખરૂ. (ક્રોધથી) મારા બંધ થએલાં નેત્ર આજે ખુલ્યાં, અને મોજ ઉંઘમાંથી જાગ્રત થયો. હવે હું સારી રીતે ચોતરફ જોઇ શકીશ, અને મારી નજરમાં જે ખરાબ માલમ પડશે તેને હું મારી દ્રષ્ટીથી દુર કરીશ.

**પ્રધાનજી**—( હાથ જોડી ) મહારાજ સાહેબ આપ ! આટલા ગુસ્સે ન થાઓ. શાંત થાઓ અમારા ઉપર ખોટો આરોપ ના મુકો અમોને જે મહેનત પડે છે તે અમારૂં મન જાણે છે. અમે પ્રમાદી તથા નિમક હરામ નથી થયા. અમોએ અમારી બનતી કોશેષ કરી છે, પણ ધણી વીના ઢોર સુના છે એ પ્રમાણે હાલ તો બન્યું છે.

**વીક્રમ**—(હાથ જોડી) બંધુ ! જ્યેષ્ટ બંધુ ! આપ સેવકપર પ્રકોપ ન કરો. જ્યાં સુધી આપનું લુણ આ પાપી પેટમાં પેસે છે ત્યાં સુધી આ સેવક આપનું માઠું ચિંતવવા યત્ન કરશેનહીં. ઉષ્ણકાળમાં માથે ગમે તેટલું કપડું ઓઢો પણ છત્ર વિના પુરી છાયા મળતી નથી તેમ આપની હાજરી વિના અમારી મહેનત મિથ્યા થઈ છે અમો એકપળ પણ પ્રમોદને તાબે થયા નથી, અને થવાના પણ નથી. મહારાજ આપના કઠોર વચનો આ મારા પાપી કાન સાંભળવાને લાયક થયા તેથી મને બહુ અફસોસ થાય છે

**ભર્તૃહરી**—તમારી અથાગ મહેનત છતાં આવું પરિણામ કેમ આવ્યું ?

**વીક્રમ**—આવા ધણીની ગેરહાજરીને લીધે લોકો નિડર થયા અને માથે બીક રાખી નહીં. જેથી અમો નિખાલસ અને નિમક-હલાલ સમજતા હતા તે લોકો લાંચિઆ તરકટી અને જુલમીજણાયા પ્રજાનો પોકાર કાનપર આવતા અમે અમારી બનતી કોશેશ કરી લોકોના પોગળ જાણ્યાં અને તેઓને આપની હજુરમાં જાહેર કર-વાજ આજ ઉપાય યોજ્યો છે.

**ભર્તૃહરી**—(ગુસ્સાથી) ક્યાં છે તે હરામીઓ ? જલદી તેઓને મારી પાસે લાહો કે સખત શિક્ષા કરી મારા ઉકળેલા લોહીને શાંત કરૂં.

**વીક્રમ**—બંધુ આપ શાંત થાઓ, હમણાંજ અત્રે સઘળું આપને જાહેર થશે.

**ભર્તૃહરી**—( નરમ પડી ) ઠીક ત્યારે ( સૈન્યાધિપતિને)

ઓખાહરણના રાગની રાહ.

સુણો સૈન્યાધિપતી તમે મારા, કેમ સૈન્યમાં ચાલે તમારાં.
રોજ કરાવો કવાયન, ઘોડા દોડાવો કરી સરત,
કેમ ? બખતર રહે છે કે સાફ, સમરાવીને રાખો છો આપ.
રાખો હથીઆર આપ સુધારી, આવે કોક દીએ કામભારી.

**સૈન્યાધીપતી–મુજ ઉપર ગુજરી પીતા પાદશાહ જાણી એરાહ.**

નવ ચીંતા રાખો કાંઈ, તમે મહારાજ;
રીતસર ચાલે છે, સૈન્ય તણું સૌ કાજ.
સૌનાપર રાખી દામ, ચલાવું સમજી.
કદી શીર ઉડાવા તણી, કરે નહી મરજી.
થાયે આપ હુકમ જે વખ્ત, તૈયાર સઉ થાએ.
દુસ્મનની શી મગદુર જીતીને જાએ,
પણ મહેર કરી મહારાજ, અર્જ સ્વીકારો;
નિત્ય દર્શન દેવા, સેવકને ચિત્ત ધારો.

**વેત્રધાર**—જેવી મહારાજની આજ્ઞા. (જાય છે અને કોટવાળ તથા ન્યાયાધીશને બોલાવી લાવે છે. અને તરતજ પાછળથી ખજા-નચી પણ આવે છે. ત્રણે જણા મહારાજાને નમન કરે છે.)

**ભર્તૃહરી**–(કોટવાળ, ખજાનચી તથા ન્યાધીશ વિક્રમને જોઈ ધ્રુજે છે તેથી ) લુચ્ચા હરામખોરો ! હવે શું ધ્રુજો છો દુષ્ટો તમારા

ઉપર મે પુર્ણ વિશ્વાસ રાખી તમને પુર્ણ સત્તા આપી તેનો આ બદલો

**વેત્રધાર**—(નમન કરીને ) મહારાજ કોઈ બારોટ: આપના દર્શનની ઇચ્છાએ બહાર ઊભો છે હુકમ હોય તો અહી પ્રવેશ કરાવું

**ભતૃહરી**—બહુ સારૂ જલદી પ્રવેશ કરાવ ( બારોટ આવી નમન કરીને )

**બારોટ**—ખમાં બાપુને ખમાં ! ભર્તૃહરી ભુપકો ઘણી ખમા !

**કવીતની રાહ.**

ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ દીન ભંજન દયાળ;
સબ ધર્મકુ દેવે પુષ્ટી સુરત નરોકી ઉડાવે સુસ્તી;
દુષ્ટકુ કરે બેહાલ, ધર્મ રૂપી માલવ મહારાજે હે.
કેસ સે કરે કુસ્તી એસો રાજ ક્ષત્રી વાદ હે.
સુખે શોભો શામ માને રહત રંજ રામ;
દુ:ખકો ન જાને નામ એસો નેક ન્યાયી ભુપ હે.
હે રાજમે પ્રભુ કી મહેર બડો જીસ્કો માલવ શહેર;
દેખનકી બડી લહેર ધામ બડો બીશાલ હે,
દુસ્મનકો દળ હરાવે લડાઇમે ફતેહ પામે;
કાયર દેખ ભાગ જાવે એસો માલવ પતિ બિકાલ હે;
મે ફિરઆય. બહોત ગામ દેખે બહોત રાજ ધામ;
પહેલવાન કે પેખે કામ મગર ભર્તૃહરી હદ કીયોહે;
અચ્છે અચ્છેકી પીછાન દેવે દીનકુ અભય દાન;
શરણાંગતકુ પુત્ર સમાન રખણવારો ભયોહે.
કહત હે હરીજન સુનો સબ સભા જન;
સબ બાબતોમે હે પ્રબિન દાના માલવ પતિ મહીપાળહે;

**ભર્તૃહરી**—પ્રધાનજી ખજાનચી ઉપર ચીઠી લખી આ બારોટજીને એક હજાર સુવર્ણ મહોર તથા સેલા પાઘડીનો શીરપાવ અપાવો.

**પ્રધાન**—જેવી રાજેંદ્રની આજ્ઞા.

**વીક્રમ**—અને તે સાથે તેમને અત્રે આવવા આમંત્ર પણ કરવુ.

**પ્રધાનજી**—બહુ સારૂ (પ્રધાનજી ચીઠી લખી માહારાજની સહી કરાવી બારોટને આપે છે તે લઇ બારોટ નમન કરી વિદાય થાય છે. )

**વીક્રમ**—ભ્રાત ! કોટવાર, અને ન્યાયાધિશને બોલાવવા હુકમ થવો જોઇએ.

**ભર્તૃહરી**—તેઓનુ આજે શુ કામ પડયુ છે ?

**વીક્રમ**—જે કામ છે તે સઘળુ ખજાનચી કોટવાળ તથા ન્યાયાધિશનુંજ છે તેઓજ આપણા રાજની પાયમાલીના પાયો નાખનાર છે તેના કર્તવ્યની વાત રાજાના કાનમાં કહું છે તેથી

**ભર્તૃહરી**—(આશ્ચર્યતાથી) એમ કે ! (સક્રોધથી વેત્રધારીને) જાઓ કોટવાર તથા ન્યાધિશને બોલાવી લાવો.

**વેત્રધાર**—જેવી માહારાજાની આજ્ઞા (જાય છે અને કોટવાળ તથા ન્યાયાધિશને બોલાવી લાવે છે અને તરતજ પાછળથી ખજાનચી પણ આવે છે ત્રણે જણા મહારાજને નમન કરે છે.

**ભર્તૃહરી**—(કોટવાળ તથા ખજાનચી તથા ન્યાયાધિશ જે વિક્રમને હામા ઉભા છે તેને સુચ્યા હરામ ખોરો હવેતુંજ જો શુ દુષ્ટો તમારા ઉપર મે પુર્ણ વિશ્વાસ રાખી તમને પુર્ણ સત્તા આપી તેનો આ લાભ કે ? પ્રપંચીઓ અને પીડા તમારૂં કાળુ મોઢુ આંહીથી દુર કરવા દે ખાડયુ કુતરાઓ મારૂં લુણ ખાઇ હરામ કીધુ વિક્રમ આ હરામખોરોની સઘળી માલકત તાબે કરી તેમને કેદ કરો અને આ પારસી શેઠ જ્યાં સુધી સંતોષ ન થાય ત્યાં સુધી તેઓને તમારાથી બને તેવી રીતે શીક્ષા કરો આ પારસી શેઠ તેમની માલમતા પુર્ણ રીતે પામે એટલે આ બંને દુષ્ટોને મારા રાજ્યની હદ બહાર કરી દેજો એ સબંધી હવે મને કાંઇ પુછવાપણુ રાખશોજ નહીં. દોલતચંદ શેઠ અને પુનમચંદ મારવાડી માટે નંબર ૧૯૦૩ અને ૧૯૫૯ના બંને સીપાઇને પકડી મંગાવી તેઓની પાસેથી સદરહુ બંને સેઠોની માલમતા લઇ તે શેઠોને પાછી સોંપો અને ખુટતી રહે તે આપણી તીજોરીમાંથી પુરી કરી બંનેનુ મનસંતોષ થાય તેમ કરો બંને સીપાઇઓને જીવતા સુધી શુળી ઉપર લટકાવી રાખો કે ફરીથી આવો અન્યાય કોઇ પણ કરે નહીં (કોટવાળ તથા ન્યાયાધિશને સીપાઇઓ બાંધી કેદખાનામાં લઇ જાય છે જતાં જતાં ).

**કોટવાલ**—હાથનાં કર્યાં હૈયે વાગ્યા પાપ કોઇનુ સગુ થતુ નથી.

**ન્યાયાધિશ**—આપણી છોકરાઓનુ શુ થશે ? (બંનેને લઇ ગયા પછી).

**વીક્રમ**—જોયું ભ્રાતા ! આપની આ ઢીલી રાજ લગામનું ફળ ? જ્યારથી મારે કાને વાત આવવા લાગી ત્યારથી હું તેની તપાસમાંજ મથ્યા કરતો હતો.

**ભર્તૃહરી**—શાબાશ છે વિક્રમ ! તેં આજ મારી પુર્ણ આંખ ઉઘાડી ! અને મારી કુંભકર્ણની ઉંઘમાંથી હું આજજ જાગ્યો હોઉં એમ જણાયું. હું જેના આધારે આ સુખ અને વૈભવ ભોગવું છું તેઓનેજ મેં દુઃખના બોજા તળે કચડી નાંખી છે. મને બધી પ્રજા પાળક કહે છે પણ હું તે નામને યોગ્ય નથી. પણ પ્રજાપીડના નામને લાયક છું. આખું રાજ્ય જેના વડે શોભી રહ્યું છે અને જેના લીધે હું બળવાન બન્યો છું. વળી જેઓ મારી આજ્ઞાને ઉલ્લંઘન કરવાને આનાકાની કરતા નથી તેઓને એકદમ મેં ભર સમુદ્રમાં હડસેલી મુકયા છે. કેવી મારી મુર્ખાઈ ? ધિક્કાર છે મને કે સર્વનું સુખ હરી લઈ હું એકલો સુખ સાગરમાં મહાલું છું. આ અન્યાયનો જવાબ હું ધર્માસન આગળ શું દઈશ ( અકળામણ કરે છે. અને પુર્ણ પસ્તાય છે ).

**વીક્રમ**—(તે જોઈને) ભ્રાતા ! જ્યેષ્ટ ભ્રાતા ! " ગતં ન સોચામી " જે વાત બની ગઈ તેનો શોચ કરવો એ મિથ્યા છે; હવે થી કામ ન વિણસે એવા ઉપાય યોજવા જોઈએ. જાગ્યા ત્યારથી સવાર ગણી દરરોજ કચેરીમાં પધારવા મહેરબાની કરશો તો પ્રજા ઉપર મોટો ઉપકાર કર્યો ગણાશે, અને આપનો કાંઈ પણ અવર્ણવાદ ગણશે નહીં. બાકી તો અમે આપની છાયામાં છીએજ !

**વેત્રધાર**—(નમન કરીને) મહારાજ સાહેબ ! બહાર ઉભેલો બ્રાહ્મણ આપને મળવાને ઇચ્છે છે ! હુકમ હોય તો પ્રવેશ કરાવું.

**ભર્તૃહરી**—જલદી પ્રવેશ કરાવ !

**વેત્રધાર**—જેવો મહારાજ સાહેબનો હુકમ. (નમન કરી જાય છે અને દારિદ્રદાસને છોકરા સહિત તેડી લાવે છે. કચેરીમાં પગ મુકતાજ કચેરીનો ઠાઠ જોઈ ચકિત થઈ જઈ પાછે પગે પાછા જવાની તૈયારી કરે છે તે જોઈ ).

**ભર્તૃહરી**—ભુદેવ ગભરાઓ નહીં. અહીં આવો ( દારિદ્રદાસને છડીદાર આગળ ઠેલે છે તે પાછો જતો જાય છે એટલે) બીઓ માં બીહો છો શા માટે ? સુખેથી પધારો.

**હારિદ્રદાસ**—કચેરી અંદર પ્રવેશ કરી મહારાજને ઉતર ન આપતાં મોટાં તખતા ભણી જોઇ મનમાં ) ચાલ ! ચાલ ! પેલું સામું બારણું ઉઘાડું છે ત્યાંથી નાશી જાઉં ( વળી વિચાર કરીને) ના ! ના ! નાસવું એતો ઠીક નહીં, નાકે કામ શી રીતે થશે ? ( ખુરશી તરફ જોઇને ) આતે કેવું આસન ? નિચે વળી જગ્યા ને અધર બેસવાનું ? આતો સઘળા મુર્ખજ જણાય છે. આવા રૂપાળા રંગીલા લુગડાં અને ઘરેણા ગાંડા પહેરીને આવ્યા છે તે શું કાંઈ આંહી લાડુ બાડુ જમવાના છે કે શું ? વળી આમાં કેટલાક બેઠા છે, કેટલાક ઉભા છે, એ શું ? એમને બેસવા માટે આસન ન હોય તો ભોંય બેસવામાં તેમના બાપનું શું જાય ? વળી આ અધર બેઠેલા હાથમાં પતરાળું રાખી જમશે કે શું ? ભલે બધા ગમે તે રીતે જમે, પણ બંદાતો ખાસું પત્રાળું પાથરી પલાંઠી વાળી મોટે કોળીએ જમશે.

**છોકરો**—બાપા ! બાપા ! શા વિચારમાં પડ્યા છો ? (આંગળીથી દેખાડીને ) આ બધી ચીજો આપણા ઘરમાં હોય તો કેવું સારૂં ?

**હારિદ્રદાસ**—(છોકરાનું મોં દાબી બોલતો બંધ રાખે છેને હળવેથી ) છાનો રે મુરખ !

**ભર્તૃહરી**—મહારાજ છોકરાનું મોં કેમ દાબો છો ? છોકરો શું કહે છે ?

**હારિદ્રદાસ**—( જાણે ઉંઘમાંથી જબકી ઉઠતો હોય તેમ કાંઇ નહી રાજાધિરાજ ! એતો સહેજ, છોકરૂ મુર્ખ છે તે મિથ્યા બકવા કરે છે.

**છોકરો**—બાપા ! બાપા ! (મહારાજાનું આસન બતાવી) પેલું પીળું પીળું દેખાય છે તે મારે બેસવા માટે માગી લેજોને હો કે ?

**હારિદ્રદાસ**—( છોકરાને લપડાક મારીને ધમકાવે છે ) પાછો બોલ્યો નાદાન ! (છોકરો રડે છે તે જોઇ ).

**ભર્તૃહરી**—મહારાજ ? કેમ છોકરાને રડાવો છો ? તેને શું જોઇએ છીએ ? ને આપનું પધારવું કેમ થયું છે ?

**હારીદ્રદાસ**—(બે હાથ જોડી નમન કરતો)

**હરીગીત છંદની ચાલ.**

માલવપતિ મહારાજ આજે,

આપ પાસે આવીઓ;
અમર કરવા આપને હું.
(ઝોળીમાંથી કાઢીને) અમરફળ આ લાવીઓ.)
આરોગીને આપ થાઓ અમર,
પાળો પ્રજા પુત્ર તુલ્ય;
ન્યાય ચુકવો નેકી થઇને,
આવે નહી કોઇ દીન ભુલ.
રામ રાજ્ય છે આપનું,
નથી દુઃખ અહિં કોઇ વાતનું;
ફળ લઇ શીરપાવ આપો,
કાપો દુઃખ રંક જાતનું.

**ભર્તૃહરી**—(ફળ જોઇને ) મહારાજ ! આ ફળ આપની પાસે કયાંથી આવ્યું )

**દારિદ્રદાસ**—કૃપાસાગર મારી દરિદ્રતાના દુખેથી હેરાન થઇ તે દુખ દુર કરવા માટે મેં શીવશંભુની આરાધના કરવા માંડી, મારી ચાકરી તપાસી જોઇ તથા તેમની તરફ સંપુર્ણ ધ્યાન જોઇ મારા ઉપર પ્રસન થઇ આ એક ફળ આપ્યું છે. તે આપની વખત કહ્યું છે કે જે આ ફળ ખાશે તે અમર થશે. માટે તે ફળ, આપને યોગ્ય જાણી, આપને અર્પણ કરવા સારૂં આવ્યો છું. મારા જેવા દારિદ્રને આ ફળ ખાધાથી શું ફાયદો ? આપ જેવા સંપતિવાન, પ્રજા પાળ, સર્વ ભૌમ્ય અને અનેક સુખના ભોગી આ ફળ ખાઇ અમર થાય તો ઉભયને સુખની શીમા રહે નહી માટે મહારાજ ! આ ફળ લઇ મારી મનો કામના પુરણ કરો ( ફળ આપે છે તે લઇ ).

**ભર્તૃહરી**—ભુદેવ, તમારી શી ઇચ્છા છે ?

**દારિદ્રદાસ**—ભાગ્યવાન આગળ શું ભાખવું ? જેવી ભુપતિની મરજી !

**ભર્તૃહરી**—(વિક્રમને) ભ્રાતા વિક્રમ ! આ ભુદેવને ચાર લાખ સુવર્ણ મહોર અને પાકુ સીધું તથા સેલાં પાઘડી અને કડાંનો શિરપાવ આપી સુખાસનમાં બેસારી બહુ માનથી વિદાય કરજો.

**વિક્રમ**—જેવી જેષ્ટ ભ્રાતાની આજ્ઞા ? (દારીદ્રદાસને) ચાલો મહારાજ ? (જવા માંડે છે એટલે).

**ભર્તૃહરી**—(દારિદ્રદાસને) કેમ કાંઇ બીજી ઇચ્છા છે ? જો

કાંઈ તમારી ઇચ્છા હોય તે સુખેથી બોલજો. શરમાતા નહી.

**છોકરો**—બાપા ! બાપા ! ( મહારાજાનું આસન બતાવીને) પેલું મેં દેખાડયું હતું તે અપાવોને ? નહીં, તો હુંતો નહી આવું આ ઉભો. ફરી અદબ વાળી ઉભો રહે છે તે જોઇ ).

**ભર્તૃહરી**—કેમ ! છોકરાને શું જોઇએ છીએ ?

**દારિદ્રદાસ**- અહો કૃપાવતાર ! જે માગ્યા મેઘ વૃષ્ટિ કરે અને કલ્પવૃક્ષ જેમ મનની ઇચ્છા સંપુર્ણ કરે તેમ આજે આપે મારા ઉપર અતિ કૃપા કરી છે, અને મારા ધાર્યા કરતાં મને ચોગણું મળ્યું છે, હવે મારે બીજી કાંઈ ઇચ્છા નથી પણ આ છોકરો આપના આસન જેવું આસન લેવા માટે રડે છે અને તે હઠ લઇ અહીંથી આઘો ખસતો નથી. ( છોકરાને મુર્ખ ! માળા મુર્ખ, આપણે તે એવું આસન શોભે કે? ( છોકરાનો હાથ પકડી ખેંચીને ) હાલ ! હાલ ? એ કરતાં સરસ તને બીજુ આસન અપાવીશ ( ઉભેલી જગ્યાએથી ખસતો નથી એટલે )

**ભર્તૃહરી**—(વિક્રમને) તેને આપણી જુની પડેલી કંચનની ખુરશી આપી રાજી કરજો. બાળ હઠ છે. નાદાન છોકરાં કાંઈ સમજે છે ?

**છોકરો**—( ખુશી થતો થતો ) બાપા ! એ આસન ઉપર હું બેસીશ હો ! !

**વિક્રમ**-(નમન કરી) બહુ સારૂં " છોકરાને " ચાલ છોકરા વિક્રમ. દારિદ્રાસને છોકરો બંને જણ જાય છે જતાં જતાં અખંડ કલ્યાણ ! શિવમસ્તુ ! પ્રસન સ્તુ ? " કહેતો કહેતો જાય છે, "

**ભર્તૃહરી**--પ્રધાનજી જે આ ત્રણ જગ્યાઓ ખાલી પડી છે તેના ઉપર યોગ્ય ને ખાનદાન માણસોની નીમનોક કરીએ. આવા નાદાનોની આવી જોખમદારી જગો આપશો નહીં.

**પ્રધાનજી**—બહુ સારૂ મહારાજ ! આપ એ ફીકર રહો.

**ભર્તૃહરી**—તમો તથા ભાઈ વિક્રમ બંને જણ મળી પુરમાં તથા આપણા તાબાના અવર રાજ્યમાં તપાસ કરી જે જે દોષો તમારી દ્રષ્ટીમાં આવે તેમાં જે કાંઇ સુધારો તથા વધારો ઘટાડો કરવો પડે તેમાં મારી સંમતી લઇ તમારી મરજી મુજબ બંદોબસ્ત કરશો.

પ્રધાનજી ! જેવી મહારાજની મરજી હુકમને આધીન છું.

સૈન્યાધીપતિ—મહારાજ ! ખજાનચીની બેવકુફાઈથી લશ્કરનો પગાર બહુ મહીનાનો ચઢી ગયો છે માટે અપાવવા હુકમ થવો જોઇએ.

ભર્તૃહરી—બહુ સારૂં ! તેની તજવીજ કરી અપાવવાનો બંદોબસ્ત કરીશ. મને અત્રે આવવા ઘણો વખત થઇ ગયો છે માટે હવે કચેરી બરખાસ્ત થવી જોઇએ.

પ્રધાનજી—જેવી મહારાજ સાહેબની મરજી. (વેત્રધારીને) કચેરી બરખાસ્ત કરો.

વેત્રધાર કચેરી બરખાસ્ત (સર્વ જાય છે.)

---

## પ્રવેશ ૨ જો

### સ્થળ અશ્વશાળા.

પાત્ર—ઘોડાના ખાસદારો, સ્વારો, વિક્રમ, અને પાછળથી હયપાળ. (કેટલાક ઘોડાઓને નવરાવે છે કેટલાક ઘોડાની ચાકરી કરે છે, કેટલાક ઘોડાની પાસે પાસે પડેલી લાદ તથા ખરાબ થયેલીઘાસના ટોપલા ભરી બીજાને આપે છે, કેટલાક ખરાબ થએલી ઘાસ વીગેરેના ટોપલા ઉકરડામાં નાંખવા જાય છે, કેટલાક ઘોડાને માટે દાણાના તોબરા ભરી લાવી ઘોડાના મોંહે ચડાવે છે, કેટલાક ગાડીઓ વીગેરે સાફ કરે છે, વીગેરે કામ ચાલી રહ્યું છે. એવામાં વિક્રમ આવી પ્રવેશ કરે છે. સર્વ પોતપોતાના કામમાં ગુંથાયેલા હોવાથી કોઇને વિક્રમ આવવાની ખબર પડતી નથી અને ઠઠ્ઠા બાજી કરે છે. તે જોઇ.

વિક્રમ—કેમ હયપાળજી નથી કે ! આ શબ્દ સાંભળી બધા વીક્રમ સામુ જોઇ સ્તબ્ધ થઇ જાય છે એક નોકર પાસે આવી

નોકર—(નમન કરી) ના સાહેબ તેઓ તો કાંઇ બહાર ગયેલા છે.

વિક્રમ—શા કામ પ્રસંગે ?

નોકર—સાહેબ કામનુ તો—(એમ કહી બોલતા અટકી જાયછે

૨ નોકર—(મનમાં લાગ તો ઠીક આવ્યો છે રોજ હેરાન કરે છે માટે સમય આવ્યો ચુકવો નહી લાવ વાટી નાંખુ ત્યારે (૧ લા નોકરને ભાઇ અચકાય છે શા કાટે ?જે જાણુતો હોય તે કહી દેને.

૧ નોકર—ક્યાં ગયા છે તેની મને ખબર નથી.

૨ નોકર—અહી બરાબર રહે છેજ ક્યાં ? કોણુ જાણે ક્યાં ફરે છે.

૩ નોકર—( મનમાં આને ઠીક કહ્યુ હવે મારે બોલવુ શા વશે અને વિક્રમ ભાઈની ધ્યાનમાં પણ ઉતરશે ( ચાસન ) મહા રાજદીવસમાં એકાદ કલાક અત્રે રહેતા હોય તો તેમનુ પુરૂ ભાગ્ય ઘડીક આવી ઘોડાનો તપાસ કર્યો કરી ન કર્યો અમને ભળાવી તરત પાછા ચાલ્યા જાય છે.

વિક્રમ—ઠીક ચાલો જોઈએ અંદર ( વિક્રમ આગળ અને પાછળ બીજા મળી ઘોડાઓની પાસે જાયછે વિક્રમ ઘોડાઓને, તપાસે છે તેમાં કેટલાક દુર્બળ કેટલાક દર્દી કેટલાક મરણ પથારીએ પડેલા કે જેમાંથી જીવ જતા કેટલાકને ગીધ ગરજાણુ તથા કાગડા ફાચી રહ્યા છે આવો દેખાવ જોઇ ત્રાસ પામી ખુબ ગુસ્સે થાયછે તેથી નોકરોને ) હરામખોરો ? તમે આવો તપાસ રાખોછો ? તમારાથી ઘોડા સંભાળતા નથી બેવકુફો આ શી સત્યાનાસની? પાટી વાળીછે મહારાજનો પગાર શુ હરામનો આવ્યોછે જુઓ બીજી વખત આ પ્રમાણે માલમ પડશે તો તમારે માટે મારે મોટો વિચાર કરવો પડશે (એવામાં હયપાળજી બહારથી આવે છે તે વિક્રમને જોઇ ચમકે છે ને હાજા નરમ થઈ જાય છે તો પણ સલામકરી ઉભો રહેછે તેને ( કેમ હયપાળજી તમે તો અશ્વશાળાની તપાસ બરોબર રાખો છોને અશ્વોને તો બહુ સારા સુધાર્યા અશ્વોની તો આટલી બધી માવજત થાય છે કે બિચારા બિછાના ઉપરથી ઉઠવાને પણ શકિતમાન નથી ધન્ય છે તમોને તમારા જેવી બધા નોકરી કરતા હોય તો બિચારા માલીક ને અશ્વો વિગેરે રાખવાની જરૂર પડે નહી આખો દહાડો બહાર ફરવુ ને સેલ સપાટા કરયા ધણીનો પગાર ચડેછે પછી ફીકર શી છે તમારા જેવા નફ્ટ અને નીમકહરામ નોકર આજ સુધી મે કોઇ જોયા નહી શરમાઓ શરમાઓ ને ધણીના પૈસા હક કરીને ખાઓ બહુ બેદરકારીપણુ અને બિનકાળજીઆ થવુ એ સારૂ નહી જો ફરીથી આવી તમારી વર્તણુક માલમ પડશે તો મારે તમારા માટે મહારાજા સુધી જેવુ પડશે.

હયપાળ—કૃપાનાથ માફ કરશો ફરીથી આવુ જોવામાં નહી આવે (મનમાં) ફરીથી અહી આવવા પામીશ નહી તો ?

**વિક્રમ**—હાલ તો હુ જાઉ છું પણ યાદ રાખજો કે ફરીથી આમ થાય નહી.

**હયપાલ**—બહુ સાર સીધારો સાહેબ વિક્રમ જાયછે તેને મનમાં) બચ્ચા વીક્રમ તને થોડીજ ખબર છે કે હું કેવા હોદા ઉપર છુ અને કોનો માનીતો છુ ધારૂ તો ભર્તૃહરીને પણ ભસ્મ કરી નાખુ તો તુ શા વિશાદમાં છે મે જે તારા આટલા વેણ સહન કર્યા છે તે ફકત તારી આબરૂ જાળવવા માટેજ હવે જોજે કે આહે પરિમાણ શુ આવે છે કોહ્યું ત્યાંથી કાપવુ એજ વધારે ઉત્તમ છે ( ચાસન ) કેમ આવ્યાં પાનિઆ તમો કાંઈ વિક્રમ ભાઈ બોલ્યા કે !

**પાનિઓ**—સાહેબ અમારી તો ધુળ કાઢી નાખી અને એ ટલા બધા ધમકાવ્યા કે અમે તો સાહેબ એક શબ્દ પણ ન બોલી શકયા

**હયપાળ**—( મોટા ગુમરથી)અકી ઠીક છે જોઇ લાવશે ,

**લાલિઓ**—(મનમાં હો તારી હુની આ તો કોઇને નેહી ગાઠે હુ એનો માજક વિક્રમભાઇને હુ જોઇ લેવાનો ?

**પાનિઓ**—સાહેબ ઘોડાને દાણા આપવાને વખત થયો છે.

**હયપાળ**—(ક્રોધથી મોટે સાદે) બહુ સારૂ ! લે આ કુંચી. કોઠારમાંથી દાણા કાઢી ઘોડાને મુકે ગધેડાઓને કોઈ વાતની ગમજ, ના પડે એમને અંદર લાવવાની શી જરૂર હતી ?

**લાલિઓ**—એમ તે હુ કરીએ પોતેજ એકદમ અંદરે આવીને ઉભા તે હુ કાઢી મુકીએ ?

**હયપાળ**—( ગુસ્સાથી ) બધાં માંકી મુઆ હસો બહાર કોઇ મરે ત્યારે ખબર પડેને જાઓ લાદ ઉઠાવી ઝાડુ ભાડુ કાઢી સાફ કરો અને પછી ઘોડાઓને દાણો મુકો

**પાનિઓ**—બહુ સાર ( કરી લાલિઓ પાનિઓ વિગેરે જાયછે

**હયપાળ**— (ખુશી થતો )

**મારા ભાગ્ય તણો નહી પાર એ રાહ.**

મારા નસિબ તણો નહી પાર,
મને મળી પિંગળા નારી.

માળવ પતિની તે છે મહિલા રૂપ તણો ભંડાર;
મન મોહક થઇ માનુનિ મારી ધન્ય મારો. અવતાર મારા,
એહ રતી હુ પતિ તેહનો કામદેવ અવતાર;
નિત્ય નવ નવિ મોજ મણાવે ઇનામનોનહી પાર, મારા,

વિક્રમ સરખા લુડાની કાંઇ નથી મને દરકાર;
પ્યારી મારીને સમજાવી કઢાવુ દેશની પાર,
( ગદ્ય ) ચાલ પ્રાણ ચાલ અત્રે આવે અવસર ઘણો થયો
માટે તે મારા વિરહની વ્યથામાં પીડાતી હશે ( જાય છે )

## પ્રવેશ ૩ જો.

### સ્થળ પિંગળાનો મહેલ.

**પાત્ર**---કામલતા પિંગળા ભર્તૃહરિ અને પાછળથી હયપાળ;

**કામલતા**—બાઈ તમે તો જાણે યૌવનનો બાગજ ન હો ! શી તમારી કાંતી અંગની યોગ્યતા અને ભાપણુની મધુરતા ! ! આપની શરમાઇ અપસરાઓ પણ આકાશમાં વશી.

**પીંગળા**---તે વિના મહારાજા આવે કેમ શુ તેમને રાણી, ઓની ખોટ છે ત્રણસે ને સાઠમાંથી મને એકને પસંદ કરી તે કંઇ મારા રૂપ વિના ( નેકાનો શબ્દ સંભળાય છે.

**કામલતા**---બાઇ સાહેબ લ્યો મહારાજા સાહેબ તો પધાર્યા હવે હુ તો જાઉછુ પણ પેલી વાત જાહેર ન થાય હો ! સાવ ચેતથી રહેજો.

**પિંગળા**—સ્મિત હાસ્યથી જા ગાંડી જા એ વાતથી એ ફિકર રહે જાણ થાય ત્યારે તો સ્રીયાચરિત્રને ધિક્કારજ છે ( કામલતા જાય છે અને ભર્તૃહરિ આવેછે પિંગળા આમ તેમ ફરે છે, ભર્તૃહરી કોચ ઉપર બેસે છે તે પિંગળાને ફરતી જોઇને )

**ભર્તૃહરી**---વાહ તેમની હંસગમની ચાલ કેસરી સીંહ જો. વા જેની કટી જાણે શરીરના બે ભાગ સુચવતી ના હોય શુ તેનુ. નાજુક શરીર અહાહાહા ! ! શુ પરમેશ્વરે ! મારા ! ઉપર મોટી કૃપા કરી છે ! ? વિશ્વકર્માએ મારા માટેજ તેને ફુલસદની વેળાએ ઘડી હશે આવી મન મોહક મહીલાને તજી કોણુ મુર્ખ અલગ રહેવા ચહાય આજ પ્રિયાનુ ચીત કોઇ ઉદવેગમાં હોય એમ જણાય છે કારણકે હુ આવી અહી ક્યારનો બેઠો છુ તેનુ પણ તેને ભાન નથી ( પિંગળાને ) પ્રિયા વહાલી આમ આવો ને શુ નિહાળો છો શબ્દ સાંભળી ચકીત થયા જેવો ડોળ કરી )

**પિંગલા** કોણ પ્રાણ વલ્લભ આપ અહી ક્યારના પધાર્યા છો અહો હુ કેવી મુર્ખિ કે મને આપના આવવાનુ પણ ભાન, ન રહ્યુ ( દીલગીરી બતાવે છે. )

ભર્તૃહરી—પ્રિયા ! દીલગીર ન થાઓ, તમે આજે શા વિચારમાં ગુંથાયાં હતાં ?

ભર્તૃહરી—બીજો સો વિચાર હોય? ફક્ત આપના ધ્યાનનોજ વિચાર, પ્રાણનાથ ! સમય વ્યતિત થયો પણ દાસીને દરશન દેવા આપ પધાર્યા નહીં, ફીકરમાં હતી. સ્વામિનાથ ! આપનો વિયોગ મને બહુ કષ્ટકારી થાય છે, ( જરા આંખમાં પાણી લાવી ) આપ હરઘડી મારી પાસે રહો તો સારૂં અગર કચેરી વીગેરેમાં મને સાથે રાખો તો સારૂં, હવે મારાથી તો આપનો વિયોગ સહન નથી થતો ( ઉંડો નિશ્વાસ નાખે છે, )

ભર્તૃહરી—પ્રિયા ગભરાઓ નહી, આમ છેક નિર્બળ થતાં હશું? તમો તો સમજુ છો, કચેરીના કામ એવાજ હોય છે.

પિંગલા—ત્યારે શું તમને મારા કરતાં કચેરી વહાલી લાગી? હવે મને જીવવાથી શું સાર્થક છે ? ( એમ કહી મરવાનો ડોળ કરે છે તે જોઈ. )

ભર્તૃહરી—વહાલી ! વહાલી ! આ તું શું કરે છે? આમ કરી તું શું મને વધારે દુઃખી કરવા માગે છે ? તું સમજુ થઈ આજ કેમ ગાંડી બને છે ? જાઓ, હવેથી હું વધારે વાર કોઈ પણ સ્થળે નહી રોકાઉં, પછી કાંઈ ?

પિંગલા—તો તો આપની મારા ઉપર મોટી કૃપા થઈ, અને મને પુનઃ જીવદાન આપ્યું પણ આજે આપને આટલી બધી વાર કેમ થઈ ?

ભર્તૃહરી—પ્રિયા ! તમારા પ્રેમાધીનમાં મારાથી કચેરી વીગેરેમાં બીલકુલ જવાતું નહોતું તેમ કોઈ પણ કામમાં લક્ષ અપાતું નહોતું તેનો કેટલાક અમલદારો વિગેરે એ લાભ લઈ, સ્વતંત્ર બની પોતાની મરજી મુજબ વર્તી પ્રજાને બહુ પીડતા હતા. તેઓને આજે પકડી મંગાવી તેઓને કેસ ચલાવી ફેસલો આપતાં આટલી બધીનું વાર થઈ.

પિંગળા—મુઆઓને મફતનું ખાવું ને મસીદે સુવું. રડયાઃઓને મોટા પગાર આપી ઉંચા હોદા ઉપર ચડાવ્યા તોએ મુઆઓથી સખણું રહેવાતું નહીં.

ભર્તૃહરી—( ફળ બતાવીને ) સોરઠી ગઝલની રાહ.

ફળ આ વિપ્રથી મળ્યું તે, લે તું પ્રિયા માહરી;
આરોગીને થા તુ અમર, કર સુખી કાયા તાહરી.

તુજ થકી આ દેહ મારી નભે છે પ્રિયા સહી;
અમર કરવા આવ્યો પ્યારી, ફળ પાસે લઇ તાહરી.
રાણી મારી મૃગાનેની, જોઇ ખુશી થાઊં વેણી.
મુખનો મટકો તે વળી લટકો, ચટકે શુદ્ધ હરી માહરી.

**પિંગળા**—પ્રાણનાથ ! આ ફળ ખાઇને હું શું કરૂં ! એ ફળ તો આપનેજ યોગ્ય છે. આપ અમર રહેશો તો મને અને સઘળી પ્રજાને સુખી કરી શકશો.

**ભર્તૃહરી**—પણ વહાલી, એ બધું તમારા વિના વૃથા છે.

**પિંગલા**—પ્રાણેશ્વર ! આપ સમજુ થઈ કેમ ભુલો છો? જો સ્રીથીજ રાજના કાજ થતાં હોત ! તથા સંસારનો સઘળો ભાર ઉઠાવવા સમર્થ હોત, તો પછી પુરૂષ સૃજવાનું કામ અંગીકાર શુ કરવા કરત ? વળી—

છપ્પો.

નરપાખી જે નાર, કલંક કરોડો એસે;
નરનાખી જે નાર, પરાયા નર ત્યાં પેશે.
નરનાખી જે નાર, પુંઠ સૌ તેની જુએ;
નરપાખી જે નાર, પાણી પોતાનું ખુએ.
નરપાખી નારી એકલી, વડો તેહમાં વાંક છે;
વળિ વિશ્વમાં નારી નર વિણ હશે, એતો આડો આંકછે.
નરપાખી જે નાર, છેક હળવી તે તરણું;
નરપાખી જે નાર, હોય રણમાં જેમ હરણું,
નરપાખી જે નાર, જેમ વગડાની વાગળ;
નરપાખી જે નાર, કરે છે નિંદા પાગળ..
નરપાખી જે નાર, એકલી, સ્રષ્ટિ સુની સરવ છે;
વળી માન ન પામે માનુની, ગળી જાય જસ ગરવ છે.
( ગદ્ય ) માટે પ્રાણનાથ તમે આરોગો.

---

**ભર્તૃહરી**—વહાલી ! હું અમર થઇ તારી વિરહ વ્યથા હું કેમ સહન કરી શકું ? તારા વડેજ મારો દેહ આ ઉભોછે, ને તુંજ મારો જીવનહાર છે, તુંજ મારા સર્વ સુખનું સ્થાન છે, તુંજ મારી ચક્ષુ છે, તુંજ મારૂં ચૈતન્ય છે; તુંજ મારૂં તનમન છે. અને તારા વડેજ હું સૃષ્ટિના સર્વ કામ કરી શકું છું, માટે વહાલી આ ફળ તો તમેજ પ્રાશન કરો.

પીંગળા—નાના, પ્રાણનાથ ? એ તે કેમ બને ! એ તો આપજ આરોગો મારા સમ હવે વધુ બોલો તો.

ભર્તૃહરી—પ્યારી સોગન માં દીયો. એ તો તમારેજ આરોગવું પડશે. તમારા વિના મને સર્વ સુખ આકરાં છે.

પિંગળા—પ્રાણનાથ ! આ તો અજુગતુ કહેવાય ? ઠીક છે લાવો ત્યારે ( ફળ લે છે. )

ભર્તૃહરી—કેમ વહાલાં? વળી શા વિચારમાં પડયા ? આરોગી જાઓને.

પિંગળા—સ્વામીનાથ ! સ્નાન પુજન કર્યા પછી જમવુ. એ ઉ-તમ છે.

ભર્તુહરી—જેવી તમારી મરજી. પ્રિયા ! દર્શનનો સમય થયો છે માટે હવે મને જવાની રજા છે ?

પિંગળા—મારે આપને રજા શી આપવાની હતી ! ફક્ત એટલુંજ કે પાછા વહેલા પધારજો. આ દાશીને હૃદયથી દુર રાખશો નહી.

ભર્તૃહરી—નયનાનંદ ! આમ છેક ગાંડા કેમ થાઓ છો ? હું તો આ આવ્યો ?(ભર્તૃહર જાય છે ને પિંગળા ફળ જોઈ વિચારે છે ).

પીંગળા—અરે ! આ ફળ ખાઈ હું શું કરૂં ? આ ફળ તો મારા દયાનંદને યોગ્ય છે ! તે અમર થાય તો મને સુખની કાંઈ બાકી રહે નહિં. મને મારા જીવન પર્યંત મોજ વિલાસ મળ્યા કરે. હું અમર થવાથી મારૂં શું હીત થવાનું હતું ? મહારાજા તેની આગળ શું વિસાતમાં છે ? કેવો મારા વાલાનો રોફ ? કેવી તેની ચાલવાની છટા ! કેવો તેનો ચક્ષુ મિલાપ ! કેવી તેની નેન નચાવવાની ખુબી ! શી તેના મુખની સુંદરતા ! રમણીય તેનું હસવું ! કર્ણને આલ્હાદકારી તેનું મૃદુ ભાષણ ! વારી જાઉં મારા વાલમ ! અહાહા! ઇશ્વર તેં મારા ઉપર મોટી કૃપા કરી મારા યોગ્યજ પુરૂપ મને મેળવી આપ્યો છે. તો હે કૃપાનાથ ! તે પ્રીત હમેશાં નભે એવી મારી અરજ છે. બસ ! બસ ? આ ફળ આરોગવાને યોગ્ય તો એજ છે ? માટે લાવ તેને બોલાવી મંગાવું ? દ્વાર તરફ જોઈ દાશી ?

કામલતા—(અંદરથી) એ આવી બાઇ સાહેબ ? (આવેછે તેને)

**પિંગળા—દક્ષણી રાગની લાવણી રાહ.**

દાસી એ વિના, નહી પડે ચેનરે
અરરર હાય ! કંપે કાય, મન મુંઝાય, દુઃખ થાય,
એ વિના એ દાશીરે. દાશી.
પ્યારો નીરખી, મોહ બહુ પામુંરે;
મળવા મન, મારૂં તન, વિકળ મન, દિશે આ વન.
ઉઠે અગન, પ્યારા વિના દાશીરે. દાશી.
કેમ કરૂં હવે, સુખ નહીં પામુંરે;
જલ્દી લાવ, વેગે આવ, ધારી દાવ, રહીને સાવ.
મુને ભાવ, એનાપર છે દાશીરે. દાશી.

**કામલતા**—બાઇ સાહેબ ! ! આમ વાત કરતાંમાંજ અધિરા બની જઇ આકુળ વ્યાકુળ થઈ જાઓ તે કાંઇ યોગ્ય કહેવાય નહી. આ કાર્ય કાંઇ સહેલું નથી કે ધારીએ તે વખત કરી શકીએ એ તો અવસર જોઇનેજ કરવું પડે. આ કામની કોઇને ખબર ન પડે ને આપણું કામ કરવું. આતે કાંઈ નાના છોકરના ખેલ છે ? જીવ સટાનું કામ છે ? વધારે લપ છપ કરીએ તો જાણ થતાં જીવનું જોખમ થાય ! કાંઇ સમજો છો ? કહેવત છે કે " અધીરા સો બાવરા ને ધીરા સો ગંભીર " માટે આપ શાંત ચિત્ત રાખો ને ધીરજ ધરો, સમયોચિત સર્વ કાર્ય થશે,

**પિંગળા**—વંધ્યાને પ્રસવ પીડાની શી ખબર પડે? તેનું સ્મરણ થતાંજ મારૂં મન આકુળ વ્યાકુળ થઈ દુખિત થાય છે, મનને ઘણું સમજાવું છું પણ તે જરાએ સ્થિર રહેતું નથી. મારાથી તેના વિરહની વેદના ખમાતી નથી. મારા તનમાં અગ્નિ પ્રદિપ્ત થયો છે. ભડકાથી બળું છું બળુ છું ! (ગદગદ કંઠે) મારાપર દયા લાવ ને મારા પ્યારને ભેટાવ—એ બાવરી થઇ આમ તેમ ફરે છે.

**કામલતા—તે જોઇ અરે લાલદેવ હસ તરફ જઇદઇ.**

**એ રાહ.**

અરે ! આમ શું ? છેક ગભરાઇ,
સમય જોઇ તેડી હું લાવું છું આંઇ.
નહીં બા'ર પડે વાત આ કો સમે,
માટે હુશીઆરીથી રે'જો તમે.
જશે જ્યારે આ વાત રાજાને કાન,
નહીં આપણા દેહમાં રે'શે પ્રાણ-

**પિંગળા—નારીના કટાક્ષ પાસે પુરૂષ છે ગુલામ. એ રાહ.**

નયન બાણુથી પુરૂષ, નારી પાસે છે ગુલામ,
હાવ ભાવ કરીને એની, હરી લઇએ હામ.
શાણી દાશી જાણે શું આ, મારી વાત કાંત;
પ્રેમામૃત પાઈ અતિ રાખું છું હું શાંત.
ગમે તેવો પુરૂષ હોય, જો એ જગપતી,
પળમાં પાડી નાંખી એ, જો હીંમત હોય અતી.
આપણા ચરિત્ર જાણે, તે પુરૂષ કહેવાય;
બાકી બધા પુરૂષ પણ તે, આપણાથી જાય.

**કામલતા**—(હસ્તે વદને) વાહ ! બાઈ વાહ ! તમે તો પુરો પ્રપંચ પાઠ શીખ્યા છોને શું? હું તો જાણુની હતી કે આપ કાંઇક કાચાં હશો ? હું પરિક્ષા કરવામાં કેવી ઠગાઈ? હવે જુઓ આપનું કામ ( ચપટી વગાડીને ) આમ કરૂં છું પણ બાઇ સાહેબ ! આમાં મને શું લાંણુ ? બસ ! ખાલી વેઠ કરાવશો ને પાપેજ પેટ ભરાવશો કે ? જાઓ ત્યારે તો હું નથી જાની. આ બેઠી હેઠી. ( બેસવા જાય છે એટલે)

**પિંગલા**—(નમ્ર વચનથી) પ્યારી કામલતા ! આ સમય મશ્કરીનો નથી. જે પળ જાય છે તે વરસ સમાન લાગે છે. કામદેવે મારાપર હલ્લો કરી મારૂં સરવસ્વ લુંટી લઇ મને નિરાધાર કરીછે. વિરહવ્યથાએ મારી સર્વ ઈંદ્રીયો શન્ય કરી મુકી છે, હું અકળાઉં છું, મુંઆઉં છું કામ જરાએ કળ વળવા દેતો નથી. મારૂં મન અને નેત્રો તેના ભણી આકર્ષાઇ રહ્યાં છે. તારી આ મહેનતનો બદલો હું કદાપી નહિં ભુલું ? ( પોતાના ગળામાંથી મોતીની માળા કાઢી ) લે આ ફુલની પાંખડી ? ( આપે છે કામલતા લે છે ) કેમ હવે ખુશી થઈ ? જા. હવે સત્વર જઈ મારૂં કામ બજાવી વહેલી આવ. ને વિરહ વ્યથાથી મુક્ત કર.

**કામલતા**—( મોતી માળા લઇ ખુશી થતી )

**રાગ કાલીંગડાની ઠુમરી.**

શોચ તમે નહી કરો કાંઇ, વેલી લાવું બાઇ;
જાઉં છું હું વેગે તેડવાને કાજરેજી.
રંગ ભોગ ભોગવો, નચિંતથી આ બાઇ;
હયપાળજી સાથ તમે આજરેજી.
માફ કરો વેણુ હું જે બોલી મારી બાઇ;

કેણુ માની મારૂં તમે આજરેજી.
જાઉં અશ્વશાળામાં હું વેગે મારી બાઇ;
શાંત મન કરવા આય આજરેજી,

(ગદ્ય) મારૂં શીર તમારે ખોળે છે હો ! જોજે સાવચેતીથી ચાલજે કે કામ આપણું કોઇ કળે નહીં.

પિંગળા—મારી પાસે ઘણા સમયથી રહી છતાં મારી કળી નહીં કે ? વાહ ! વાહ ! ! જા; જા, ગાંડી ન થા ને એ ફિકર રહે. તારૂં કામ ઉમંગથી ઉડાવ. સુખેથી સિધાવ અને સત્વર પાછી આવ. (દાશી જાય છે. ને પિંગળા ફળ સામું જોઇને વાહ ! ફળ વાહ ! તારા એ ધન્ય ભાગ્ય કે તું મારા પ્રેમીના હાથમાં બિરાજીસ ! તેમના કર વિશે, આકાશ મધ્યે ઉગેલા ચંદ્ર સમાન શોભાને પામીશ. એમનો એવો મૃદુ છે કે તને જરાએ પિડાકારી નહી થાય; હાલમાં તો બેશ બાપુ આ સ્થાને, ( એમ કહી કંચન કટોરીમાં મુકે છે. એટલામાં હયપાળજી રોફમાં આવે છે તેને પિંગળા સામી લેવા જાય છે.

ઓ અલબેલા, આવો આવો આવોને પ્યારાનાથ. એ રાહ.
ઓ છબીલા, છેલા, પધારો, પધારો પધારો, પધારોને
મારા રંગ ભીના, તળશું છું તળશું છું તળશું છું તળશું છુરે.
ઠીક કીધું આણુ આપ પધારી, કીધી આભારી આ તમ નારી.
પ્રેમ સુધારસ પાઓ પિઓ પ્યારા દાશીની આજે અર્જ સ્વિકારી. ઓ,
કામના તાપનો પરિતાપ ટાળો, રંગે રમાડો પલંગ પધારી;
વિનતી મારી, હ્યો ઉર ધારી, પ્રેમે પ્યારા નાથ,
નિત્ય પધારી, આપો સુખ ભારી, વિનવું જોડી હાથ;
દાસી ન મુકો વિસારી, ઓ છબીલા.

( પિંગળા, તેને જેમ જેમ ભેટવા જાય છે, તેમ તેમ તેને હયપાળ તરછોડી નાંખે છે. તેથી નીરાશ થઈ. ) પ્યારા ! આજે દાસીપર આટલો બધો કોપ શો ! દાસીથી જે કાંઇ આપની અવજ્ઞા થઇ હોય તે માફ કરશો.

હયપાળ—( ક્રોધાવેશે ) બસ હું તારી સાથે યારી ચાહતો નથી. તેમ અત્રે આવવા માંગતો નથી. બસ ! ખબડદાર મને અત્રે આવવા આમંત્રણ કોઇ દીવસ કર્યું છે તો ! !

પિંગળા—( હાથ જોડીને ) પ્યારા આટલા ગુસ્સે થવાનું કારણ શું છે તે કાંઇ કહેશો ? દાસી આપનો હુકમ બજાવવા તૈયાર છે.

**હયપાળ**—( મનમાં ) ઠીક દાવ આવ્યો છે ! આપણું કામ ફતેહ ? ને બેડો પાર ! ! ( ચાસન ગુસ્સેથી ) બસ ! કાંઇ નહી ? નકામું મારૂં માથું ન ફોડાવ. અત્રેથી મને જવા દે ? ખોટી ન કર. આંહી વાર થશે તો નોકરીપર વખતસર હાજર થવાશે નહીં, તેથી મારા ગરીબનો રોટલો ટળશે ને બીચારાં છોકરાં ભુખે મરશે તારી સંગે રહેવાથી કાંઈ મારો દી વળવાનો નથી.

**પિંગળા**—( નરમાશથી ) પ્યારા ! શાંત થાઓ ! દાસી પર આટલો બધો જુલમ ન ગુજારો, દાસી આપની હરેક તરેહની સેવા ઉઠાવવા હાજર છે તેમ આપનો દરેક બોલ ઉઠાવવા ઉત્સુક છે. લ્યો ! આ મુક્તાફળનો હાર અને અમર ફળ ! એ ફળ આરોગીને અમર થાઓ ને દાસીને સદા સુખ આપો ( આપવા માંડે છે તે લઇને હયપાળ બંને વસ્તુ ફેંકી દે છે.

**હયપાળ**—( ગુસ્સેથી ખભા ચડાવીને ) બળ્યો તારો હાર ! ને બળ્યું તારૂં અમરફળ ! ઘોડાની લાદ ઉઠાવીને તો મારાં હાડ નરમ થઇ ગયાં તો હવે મારે અમર થઇને શું કરવું છે ? આટલો તો પરતંત્રતાનો જુલમ છે કે સહન થઈ શકતો નથી, તો વળી અમર ક્યાં સુધી તે દુઃખમાં કચડાવું ? બસ ! બસ ! હવે મને નાહક ન રોક અને મને જવાદે. વિક્રમજી ઓચિંતા આવી ચડશે તો મારી ) ધુળ કાઢી નાંખશે.

**પિંગળા**—( ભોંય ઉપર પડેલા હાર તથા ફળ લઇને પ્યારા ! આટલા બધા ક્રોધાતુર ન થાઓ દાસી ઉપર કૃપા કરી હવે શાંત થાઓ. વહાલા ! ક્રોધાગ્નીથી બળું છું તેમાંથી હવે મને બચાવો વધુ પ્રજ્વલીત ન કરો. શાંત થાઓ, અને શાંત કરો દાસીપર કૃપા કરો અને ક્રોધાતુર થવાનું કારણ કહો.

**હયપાળ**—( મનમાં ) હવે બરાબર લાગ આવ્યો છે માટે લાવ એ વીક્રમીયાનું વાટી નાંખુ એટલે પાપ જાય ને સુખ થાય ( ચાસન ક્રોધથી ) શું કહું તારૂં કપાળ ! ( જરા શાંતતાથી ) તારો સ્નેહજ મારા ગુસ્સાનું કારણ છે !

**પિંગળા**—(ગભરાતી) શું કાંઇ મારાથી અગર મારા કોઈપણ માણસથી આપનું અપમાન થયું છે ?

**હયપાળ**—ના, ના, તેમ તો કાંઇ નથી.

**પિંગળા**—ત્યારે શું ? જો આપને હરકત ન હોય તો તે મને કહેશો. ?

**હયપાળ**—જ્યાં સુધી તારો મારાપર પ્રેમ છે ત્યાં સુધી તો તારી સત્તાના બળે મને કોઇ હુંકારો કરે તેમ નથી; પણ જે તારો દીયર ! રાજાનો ભાઇ, આખા રાજના ધણી, અને તમો બંને પર પુર્ણ સત્તાધીશ, તેજ ફક્ત અત્રે આવતાં મને અચકાવે છે.

**પિંગળા**—( ગભરાટથી ) શું તેણે આપણા સ્નેહની વાતજાણી ? તેને આ વાત કોણે જાહેર કરી ? જાણતા હોતો જટ બોલો તેના શીરને શરીરથી એકદમ જુદુ કરાવું બોલો ! મને સાંભળ્યા વિના સબુરી વળશે નહીં.

**હયપાળ**—ગભરાઓ નહીં ! એક અક્ષર પણ જાણવા પામ્યાં નથી, પણ તે ચરચા જોવા ઓચિંતો અશ્વશાળામાં આવે છે.મને ત્યાં હાજર નહીં જોવાથી, મારી ખાનગી તપાસ કરાવે છે. ચારદીવસ ઉપર ઓચિંતો આવી બધાની ધુળ કાઢી નાંખી, તેમ હું મહાસ્થી આવ્યો એટલે મને પણ ઉધડો લીધો; માટે આપણાથી હવે આંહી અવાશે પણ નહીં અને ઠપકો ખવાશે પણ નહીં. અત્યારથી મારે ને તારે હવે છેલ્લી સલામ છે.

**પિંગળા**—( ગુસ્સાથી લાલચોળ થઇ ) અરે ! વિક્રમને એવ શી સત્તા છે કે જે આટલો તમારા ઉપર જુલમ ગુજારી શકયો. મારા જીગર ઉપર જુલમ ગુજારનારનું હવે મારે નિકંદન કાઢવું જોઇએ આ સ્થળે ક્યાં મહારાજા પોતે નથી હોતા.

**હયપાળ**—પ્યારી એમ ના બોલ ! લાગતો એતો રાજ્ય છત્ર છે !

**પિંગળા**—ગમે તે હોય પણ હવે હું તેને છોડનાર નથી. મારા પ્રાણને દુઃખ તે મનેજ દુઃખ છે. અને આપનું અપમાન કર્યું તે મારૂં અપમાન કર્યા બરોબર છે. બસ બસ ! એ દુષ્ટને કદી છોડનાર નથી મારા વિલાસ સુખનો ભંગ પડાવનારનો હું જરૂર નાશ કરીશ. !

**હયપાળ**—પ્યારી એમ ના થવું જોઇએ. હાય ! એ તો રાજ્યનું કાજ છે ! જાગે તે જીવે માટે ચોગરદમ તપાસ રાખવી એ વિક્રમભાઇની ફરજ છે. એમની હયાતી, રાજ્યને અને પ્રજાને સુખકારી છે. એક વાસ્તે અનેકનું સુખ ન હણવું તું મહારાણી છે. તે તારા હુકમને મારા જેવા હજારો પુરૂષ તાબે હશે. કાંઈ મનમાં ન લાવવું.

**પિંગળા**—( રક્ત નેત્રે ) આપ એ શું બોલો છો મારા જીગર

પ્રાણ ! આકાશમાં તારા ઘણા ચળકાટ મારે છે પણ ચંદ્રવિના પૃ-થ્વિને પુરો પ્રકાશ મળતો નથી. ( નમ્ર વચનથી ) મારા હૈયાના હાર ! આપ પરથી હું વારી જાઉં. ઇશ્વર આપને આબાદ રાખો ? સ્વપ્નામાં પણ અવરના દર્શનનો અભિલાષ રાખતી નથી જ્યાં બં-નેનું મન એકત્ર ત્યાંજ સર્વ સુખ મળે. શરિરમાં પ્રાણ તો એકજ હોય છે ? આપ ધીરજ રાખો. આપનો દુખ કાંટો હું મારી મન શોધથી બહુજ સહેલથી કાઢી શકીશ, જેની આપને જરા પણ ખબર નહીં પડે આપના માટે રસ્તો એવો તો સાફ કરી મુકીશ કે પછી કાંઇ પણ આપને અડચણ નડશે નહીં.

**હયપાળ**—( ખુશી થતો ) વાહ ! પ્યારી વાહ ! ( ભેટે છે ) ધન્ય છે તારી ચતુરાઇને ! બસ એમ થાય તો પછી આપણા સુખમાં કાંઇ ખામી રહે નહીં, ને સદાને માટે આનંદ આનંદ થઇ રહે !

**પિંગળા**—પ્યારા આતે શુ મોટી વાત છે. ધારૂં તો એક સમે આખું માળવાનું રાજ ઉથલ પાથલ કરી નાંખુ અમારૂં અબળા નામ યથાસ્થિત છે કેમકે અમારૂં બળ કોઇથી કળી શકાતું નથી. ધારીએ તે કરીએ, ને પુરૂષોના મન હરીએ, ને સુખે સમાવે વિના ભયથી ચિત ચાહે તેમ હરીએ ફરીએ,

**હયપાળ**—(વાંસો ઠોકીને શાબાશ ! પ્યારી શાબાશ તારા જેવી નારીઓ જગમાં થોડી હશે. જેને તારા જેવી સ્ત્રી મળી હશે, તેનો ભાગ્ય ચંદ્ર પુર્ણ ખીલ્યો હશે. પ્યારી હવે રજા છે ?

**પિંગલા**—રજા ! રજા આપું તો મજા કોની સાથે માણું ? અહં એતો નહી બને, રજા માગી સજા કયાં કરો છો ? આ મુખથી એ શબ્દ નીકળવાનોજ નથી.

**હયપાળ**—મધુરી હવે મધુર વચનનો વધુ વરસાદ નહી વર-સાવો ? હું બહુ ભિંજાઈ ગયો છું ને તેની ઠંડકથી થરથરૂં છું.

**પિંગળા**—ગભરાઓ નહીં અકળાઓ નહીં ! આમ ફક્ત એકજ ફેરામાં સ્થિલ શું થઇ ગયા ?

**હયપાળ**—હવે તો રોકો નહી તો સારૂં.

**પીંગલા**—વારૂ ? લ્યો આ મુક્તાફળ ન અમરફળ ( આ-પીને ) અમર થાઓને દાશીને જન્મ પર્યંત સુખ આપો. અત્યારે તો આટલાથીજ સંતોષ માનજો. વધુ લોભ રાખીને ચોરી ના કરતા હો !

**હયપાળ**—(ગુસ્સે થઈ) શું હું ચોર? અને લોભી? (એમ કહી મુકતાહારને ફળ ફેંકી દેછે. પીંગળા સર્વ ઉઠાવી લાઈ ફરી આપવા માંડે છે).

**પિંગળા**—(જરા ગુસ્સેથી) ચોર! ચોર! હજાર વખત ચોર!! (અમરફળ તથા મુકતાહાર દેખાડીને) આ લ્યો છો કે નહી? નહીં તો બુમ પાડું છું.

**હયપાળ**—(ગભરાઇને) આહેં હેં!! આશું બોલે છે? આ આપીને શું મુદ્દામાલ સહીત પકડાવવા ધાર્યો છે? સ્ત્રીઓ સદા ઠગારી હોય છે એ વાત આજ ખરી ઠરી. મને અહી બોલાવીફસાવવા હતો, તો મને અશ્વશાળામાંજ ઠાર મરાવવા હતો તારા પગે લાગું છું (પગે લાગે છે હવે ફરી અહીં નહીં આવું, કૃપા કરી મને જવાદે (થર થર ધ્રુજે છે તે જોઇ)

**પિંગળા**—(હસીને) વાહ! વાહ!! આટલાંમાંજ ગભરાઈ ગયા કે? જણાઈ ગયું તમારું પાણી, મુછોના આકડા વાળી ફાંકડા બની મરદાઈ દાખવો છો તે આજ કે? (હયપાળજી આવાં વેણ સાંભળી સરમાઈ જાય છે તેને) શરમાઓ નહીં? ગભરાઓ નહીં? મારા ચિતડાના ચોર! મારા પ્રેમના લોભી! બોલો હવે ચોર અને લોભી ખરા કે નહી.!

**હયપાળ**—(આનંદથી) અરે વાહરે વાહ! મારી ચંચળ ચતુરા! તેં તો મને તારાં વચન તંતુથી બાંધી લઈ મારા મુખથીજ ગુનો મનાવ્યો ને શું? વાહ! વાહ! કેવી ઠગારી?

**પિંગળા**—ઠગારી પણ તમારી પ્યારી છું હો!! (મુક્તાહાર અને અમળફર બતાવીને) કેમ હવે પ્રેમનું પગરણ લેશો કે નહીં?

**હયપાલ**—(મોતીહાર લઇને) લે હવે થયું? આ અમરફળ તો હુ નહીં લઉં.

**પિંગળા**—ત્યારે હું જવા નહીં દઉ.!!

**હયપાલ**—અહાહા હા હા! પ્યારી! તેં તો હદ કીધી? પ્રેમની સીમાજ ન રાખી? અમરફળ લઇને (લે હવે રાજી! કેમ હવે જવાની આજ્ઞા!

**પીંગળા**—જેવી પ્રાણેશની ઇચ્છા! (એવામાં દાસી અંદરથી)

**દાસી**—બાઇસાહેબ, ભોજનનો વખત થયોછે માટે વેળાસર પધારો

**પિંગળા**—એ આવી. (હયપાળ તરફ) મારી સાહ દેખી સૌ બોટી થતાં હશે માટે આપની આજ્ઞા છે?

**હયપાળ**—મારી ક્યાં નાછે મારે પણ નોકરીનો સમય થઇ ગયોછે ફકત તારી રજાનીજ રાહ હતી,

**પિંગળા**—સીધારો પ્રાણેશ્વર આ દાસીની ખબર લેવા પા. છા વેળાસર પધારજો (હયપાળ જાયછે તેને જોતી જોતી ઓવારણા; લેતી લેતી અંદર જાય છે).

## પ્રવેશ ૪ થો.

### સ્થળ—અનંગસેના ગુણીકાનુ ઘર.

પાત્ર—અનંગસેના દાસી અને હયપાળ.

**દાસી**-(અનંગસેના કોચપર સુતી છે અને તેને દાસી આસ્તે, આસ્તે પંખો ઉડાડતી )બાઈ સાહેબ આપનુ રૂપ તેજ અને સંગારનો ભપકો તો ઓરજ છે વાહ કેવી શોભા તે આપે છે જાણે અપ્સરાજ આકાશમાંથી અત્રે આવી,

**અનંગસેના**—પણ એ બધુ દુનિઆને ફસાવવાથી ભ્રમજાળ છે રૂપ રંગ એ બધુ નકામુ છે અને તેઓ સઘળા નર્કદ્વાર તરફ આકર્ષવાને લોહ ચુબક સમાન છે;

**દાસી**—જ્યારે આપ એવુ સમજો છો ત્યારે બિચારા પ્રામર પ્રાણીઓના તન ધન શુ કરવા હરોછો સુંદર સેથો ચટકદાર ચાંદ, લો મનહર માળા કામણગારા કંકણ નખરાદાર નેપુર ચિતહર ચોળી અને સ્નેહ વધારનારી સાડી શુ કરવા સજો છો વળી પુરૂષનુ કાળજુ હરનાર કાળજનુ શુ કામ અંજન કરો છો ? અને ગોખમાં બેસી કટાક્ષ નાખી પુરૂષોને કામાતુર કેમ બનાવો છો ? આ તે તમારી કેવી સીદ્દતા બિચારા હયપાળનુ ધન હરી લઇને હવે તેને ખસેડવા માંગો છો તેજ તમે કે ?

**અનંગસેના**—( સ્મિત હાસ્યથી ) મુર્ખિ રે મુર્ખિ ? આતો નિચકુળમાં ઉત્પન્ન થયાં એટલે પેટને વાસ્તે આવાં આચરણ આચ ર્યાં વિના છુટકો નહી બાકી તો આ સઘળાં ચિન્હો નર્કવાસની નિ શાનીઓ છે હવે પુરૂષોનો પ્યાર હું ઇચ્છતી નથી પ્રભુજી મને એવાં, કામથી દુર રાખે.

**દાસી**—( હાથના ચાળા કરી ) વાહરે મારી ભકતાણી બાઇ તમે તો હવે પુરા ભગત થઇ ગયાંને શુ જો આવી ભકિત રાખશો તો ભીખ માગશો એ તો કરતાં હોય તેમ કરીએ અને અને છાશની દુણી ભરીએ જેવો બીજાનો ધંધો તેવો આપણો ધંધો લોકો માલ આપી ધન હરે છે તેમ આપણે મન આપી ધન હરીએ છીએ.

**અનંગસેના**—વેપારી તો માલ આપીને પઇસા લે છે પણ આપણે તો ઉલટા તેઓનુ ચિત્ત અને ધન બે હરીએ છીએ ( એ વામાં કમાડ ઠોકવાનો અવાજ સંભળાય છે એટલે ) જોને દાસી એ કોણ કમાડ ઠોકે છે

**દાસી**—બીજો તે કોણ હસે એ તો હયપાળજીજ હોવો જોઇએ,

**અનંગસેના**—( મુખ મચકોડી ) મુઓ એ એક સાલ છોડ તોજ નથી;

**દાસી**—બાઇ સાહેબ એમ માં બોલો એ તો તમોને પોતાના પ્રાણથી પણ અધિક ચાહે છે સમજ્યાં ? ? તેમ બક્ષીસ પણ અવર કરતાં અધિક આપે છે આવુ ઘરાક તો માગ્યુ પણ ના મળે.

**અનંગ**—( ગુસ્સાથી ) જા જા ! હવે માંથુ ના કોહાવ જલદી જઇ ઉઘાડી આવ,

**દાસી**—આમ ચીડાઓ નહી મારે કાંઇ એટલી બધી અગત્ય નથી લ્યો હુ તો આ બેઠી. ( નીચે બેસવા જાયછે તેને )

**અનંગ**—જા બાપુ જા તુ જીતી હુ હારી લે થયુ હવે.

**દાસી**—હા એમ બોલોનેત્યારે ( દાસી જઇ બારણા ઉઘાડી હયપાળને લાવે છે હયપાળને આવતો જોઇ અનંગસેના કોચ ઉપરથી ઉઠી ઉભી થાય છે દાસી હસ્તી હસ્તી જાયછે ).

**હયપાળ**—( અનંગસેનાને ઉભી થતી જોઇ ) દીલજાન શુ કરવા તસ્દી લ્યો છો ( અનંગસેના નહી બોલવાથી પાસે આવી વળી આજ શુ છે સેવકનો શો અપરાધ થયો છે ગુનો માફ કરી તમારા વચનામૃતથી મારા બળતા હ્રદયને શાંતિ કરો વહાલી (એમ કહી વળગવા જાયછે એટલે તેને તરછોડી નાંખે છે તેથી )

મનહર નારી પ્યારી રસીલી રંગિલી મારી;
છબિલી છોગાળી પ્યારી વાહ ! વાહ ! ! વાહ !
ચિત ચમકાવનારી નેનને નચાવનારી;
કરવુ શુ શોભે આમ આહ આંહ,
તાબેદાર પર જુલ્મ કરે છે શુ કરે છે
ક્રોધ કદી સુખ શાને હરે છે તુ હરે છે,
બોલોને મધુર નારી શાંત ચિત ક્રરો પ્યારી,

છોડોને છોકરવાદી, હસોને હસાવોને. મન.
તમે મારૂ સુખ સ્થાન ગાઉં તમ ગુણ ગાન;
પાઓ પ્રિતિરસ પાન, યાચુ આપો પ્રિતિદાન,
તલસાવો નહીં વધુ, હવે આમ કરીને. મનહર,

( ગદ્ય ) મારી મનહર, ચિતહર ચંચળ ચતુરા ! બેસો વહાલા ને બેસાડો ! હસોને હસાડો. આમ રિશાઓ છો શું ? આમ કરવું તમને યોગ્ય છે ?

**અનંગ**—( તરછોડી ગુસ્સાથી ) જાઓ બહુ બોલી મને હેરાન ન કરો.

**હયપાળ**—( અનંગસેનાનું ક્રોધી વદન જોઈ ) કેમ ? આજ કાંઈ આટલા બધા ઉદ્‌વેગમાં ? શું છે ? કાંઇ કહો તો ખરાં ! ના બોલો તો મારા સમ છે.

**અનંગ**—( મનમાં ) આ પીટયો એમ નહીં જાય; માટે તેને આડું અવળુ સમજાવી ફોસલાવી પટાવી વિદાય કરૂં (શ્વાસ ભરમ વચનથી) મારા શરીરને આજે જરા ઠીક નથી તેથી મને કાંઈ ગમતું નથી આપ ગભરાશો નહી મુંજાશોં નહી. તેમ બીજો વિચાર કાંઇ લાવશો નહીં, આમ કરવાનું બીજું કાંઈપણ નથી પ્યારા ?

**હયપાળ**—બેશો તો ખરાં ? આમ ઉભે ઉભે તો વધારે હેરાન થશો. તમો શું થાય છે તે તો કહો ? બોલ્યા વગર શું ખબર પડે;

**અનંગ**—લ્યો આ બેઠાં ( બેસે છે. હયપાળ જોડે બેસે છે એટલે અનંગસેના દુર ખસી જાય છે ) મારૂં માથું ઠણુકે છે, તન તુટે છે, ચિત ચોળાયા કરે છે, અને ઇંદ્રીયો અનેક વાતે અચકાયછે તેથી મને કાંઈ ગમતું નથી. તેમ કાંઈ પણ વસ્તુ ઉપર ચિત ચોંટતું નથી, તેમ કોઈની સાથે બોલવું ચાલવું પણ ગમતું નથી,

**હયપાળ**—તે ત્યારે તો તમોને હું વધારે દુઃખી કરવા માગતો નથી પણ વહાલી ? લ્યો આ મુક્તાહાર ! પહેરોને મારી આંખને આનંદ આપો. ( હયપાળ પોતાના હાથે તેના કંઠે આરોપવા જાયછે પણ તે નહીં પહેરતાં )

**અનંગ**—( મનમાં ) મુઓ વળી આ મોતીની માળા ક્યાં થી લાવ્યો હશે ! શું ચોરીને કે કોઇનું ખુન કરીને તો નહી લાવ્યો હોય ? તેની પાસે મોતીની માળા કરવા જેટલું તો ધન નથી પીટયો થોડા પગારની નોકરીમાં આવી મોતીની માળા ક્યાંથી કરાવે ? જરૂર

ચોરી અગર ખુન કરીનેજ લાવ્યો હશે એમાં જરાએ શક નહી વળી માળા પણ બહુજ મુલવાળી છે; માટે તે મારે લેવી યોગ્ય નથી, કદાચ તે પકડાઇ જાય તો મને સપડાઇ જતાં વાર ન લાગે, મહારાજને થાય જાણ. તો આમાંથી નીકળે નહી લાણ, થઇએ ધુળધાણ ને આખરે બીન મોતે ખોઇએ પ્રાણ માટે લોભી થવું એ ઠીક નથી. (ચાસન) ના ના માળા તો હું નહીં લઉં, આજ લઈ શું કરૂં કાલી પેટીને શોભાવવી તેમાં શું સાર; બીજી વખતે લાવજો કે તે વખતે મારા શરીરને ઠીક હશે તો પહેરી આપના હૃદયને આનંદ આપી નેત્રને સફળ કરીશ.

**હયપાલ**—બીજી વખત પહેરજો પણ હાલ તો લ્યો. મારા સમ જો કાંઇ બોલો તો !

**અનંગસેના**—અહં ! આજ તો હું લેવાનીજ નથી. આજ મારૂં ચિત્ત ઠેકાણે નથી તે કાંઇ વિસરી જાઉં ને કોઇ લઇ જાય તો ઉભયનુ હૃદય બળે ને યાદ આવતાં સુધી કાંઇ કળ ન વળે માટે આજ તો પાછીજ લઇ જાઓ.

**હયપાલ**—જેવી તમારી મરજી ! પણ આ અમરફળ તો લ્યો તે આરોગી અમર થાઓ અને સેવકને અમર સુખ આપો.

**અનંગસેના**—( ફળ જોઇ મનમાં ) એ લેવામાં તો કાંઇ હરકત નથી એ નહીં લઉં તો કળા કળાઇ જશે ! ખાવું ન ખાવું એ તો પછી આપણાજ હાથમાં છે ને ! માટે હાલ તો એ લેવા દે. ( ચાસન ) લાવો ! હવે થયા રાજી (લઇને) પણ મારા શરીરને ઠીક થશે ત્યારે ખાઇશ ?

**હયપાલ**—જેવી તમારી મરજી પણ જરૂર ખાજો ભુલતાં નહી મારા સમ છે, હવે સેવકને રજા છે ?

**અનંગસેના**—હા પધારો ( હયપાળ જતાં જતાં બે ત્રણ વાર પાછો આવી ફળ ખાવાની સુચના આપે છે જાય છે એટલે લાંબા હાથ કરી ) હાશ ગઇ ને પીડા ટલી હાશ ! હવે મારા મનને આરામ થયો ને સર્વ રોગ ગયો ( અમરફળ જોઇ ) કેવું આ સુંદર ફળ ! અરે ફળ ! મારા જેવી નીચ જાતી અને અઘોર કર્મની કરનારીના હાથમાં તું ક્યાંથી આવ્યું ? કાગના કંઠે મોતીની માળા, કાયલાની ભેગી સફેત ચાંજ લસણની જોડે કસ્તુરી, કુરૂપની સાથે સુંદર ખાળા જેમ શોભતાં નથી, તેમ તું આજ મારા હાથમાં આવ્યાથી શોભા રહીત થયું છે. અરે જેના ધન્ય ભાગ્ય અને જેનાં

પુર્ણ પુન્યનો ઉદય હોય તેનાજ હાથમાં તુ આવે અરે રાંકડા ફળ તુ આ ભીખારીના હાથમાં ક્યાંથી આવ્યુ ભીખારીના હાથમાં રત્ન આવવાથી જેમ કાંકરો ગણી ફેકી દેછે તેમ આ મુર્ખે તેની ખુબી નહી જાણુતા પ્રેમાધીન થઈ મને અર્પણ કર્યુ પણ તે મારી પાસે રાખવા તથા મારા હાથમાં શોભવા તથા હુ આરોગવા લાયક નથી ( વિચારમાં પડે છે ને થોડીવારે ) ત્યારે શુ કરવુ. મારે તો નજ ખાવુ પુરવ ભવના કરેલા અશુભ કર્મના ઉદયે આ ભવમાં તો હુ નીચ કૃત્યોને કરવાવાળી અધમમાં અધમ ગતિને પહોચવાવાળી તથા પહોચાડનારી આ વેશ્યા અવતારને પામી આ ભવમા પણ ઘણુ કુકર્મ કરી આ પાપી પેટને પોશ્યુ છે તો આવતા ભવમા મારી આ કરતા પણ માઠી દશા થશે અફસોસ અફસોસ? આ નીચ અવતારમાં આ અમુલ્ય ફળ આરોગી સદાની નીચ કૃત્ય કરનારીજ રહુ ધિક્કાર છે નિચ કૃત્યને પ્રભુ હવે મને તેનાથી સદાને માટે દુર રાખો ! ( વિચારમાં પડી થોડી વારે આહાહાં ખરી વાત, બરાબર છે એ તો આપણા પુરપતિ મળવાધિશનાજ યોગ્ય છે. વાહવા ! ધન્ય છે પ્રભુ તારી અકળ લિલાને તેં બહુ સારી મતિ સુઝાડી ! તે ભુપતિ આરોગી અમર થશે તો! સર્વ પ્રજાને સંતોષશે. દુષ્મનોને દળશે. પ્રજાના સંકટ હરશે, ને અદલ ન્યાય મળશે માટે ચાલ જીવ ! ઝટ તૈયાર થા ને માહારાજ પાસે જઈ આ ફળ તેમને આપી અમર કર અને તું સુખી થા. જન્મ સુધી જંપીને ખાવા જેટલું ધન મળશે ને નિચ કૃત્યો કરવા ટળશે. વધારે વાર કરી મારા સ્પર્શથી મલિન નહીં કરતાં ચાલ બાપુ તને તારા યોગ્ય સ્થાને પહોંચાડું (દાસીને) દાસી ! લાવ મારો દરબારી પોશાક અને દાગીનાની પેટી.

**દાસી**—( અંદરથી ) એ લાવી બાઈ સાહેબ ! ( લાવીને આપ્યા પછી ) બિચારાને આજ પણ લુંટવો બાકી ન રાખ્યો કે ? લુંટયો તો લુંટયો પણ બિચારાને જરા પણ મન આપ્યું ? કેવાં અધમ ! મન આપતાં તો અચકાયાં પણ ધન લેતા તો કાંઈ અચકાયાં નહીં, કેવાં પકાં ? દર્દનું બહાનું કાઢી બિચારા ભોળાને ભુલમાં નાંખી કાઢી મુકયો. જાઓ મારાં બાઈ સાહેબ ! છેક તે આમ કરતા હશે કે ? કેમ આજ કયાં પધારવું ધાર્યું છે ?

**અનંગસેના**—(રક્ત નેત્રે) બેશ ચબાવલી ! તારે બધી વાતની શી પંચાત ! બહુ ડાયલી થઇ ગઇ છું જેમ જેમ તને છુટ આપી

તેમ તેમ તું વધારે અંકતી જાય છે કેમ! બોલતા જરા પણ ડરતી કે શરમાતી નથી. ફરી બેવકુફ? બહુ બોલવું સારૂં કે?

**દાશી**—ભુલી બાઇ ભુલી! માફ કરો. હું હવે નહીં બોલું (અનંગસેના સર્વ પોશાક સજી, ભર્તૃહરીને ફળ આપવા જાય છે).

---

## પ્રવેશ ૫ મો.

### સ્થળ—પીંગળાનો મહેલ.

**પાત્ર**—પિંગળા—દાશી—ભર્તૃહરી,

**કામલતા**—બાઇ સાહેબ આપનું ચરિત્ર તો અગમ્ય છે હો!

**પિંગલા**—જે સ્ત્રી ચરિત્રથી અજાણી હોય તેને સ્ત્રી નહીં પણ પશુ સમજવી: કહ્યું છે કે, "આભ ગાભને વર્ષાકાળ, સ્ત્રી ચરિત્રને રોતાં બાળ; એની જે કોઇ પરિક્ષા કરે, તોસહદેવ જોશી પાણી ભરે" એવા એવા મોટા પુરૂષો આપણા ભેદ ન જાણી શકયા. આપણું ચરિત્ર તો અભેદ છે અભેદ!

**કામલતા**—પણ આપે તો હદ વાળી.

**પિંગલા**—હજી તો તને પુરેપુરી મારા ચરિત્રની હવે ખબર પડશે. ચરિત્રના રચ્યાએ તો આપણી મનોકામના શી રીતે પુરી પડે?

**કામલતા**—આપનાં ચરિત્ર આગળ તો સર્વના ચરિત્ર રહછે.

**પિંગલા**—જો ચરિત્ર ન લડાવીએ તો મન ગમતી મોજ કયાંથી માનીએ? પુરૂષો એવું સમજે છે કે સ્ત્રીને વશ રાખવી તે મોટી વાત છે? એના શા ભાર છે તે આપણા વશ ન રહે? પણ બિચારા ભોળા અને બિન માહિતગારને થોડીજ ખબર છે કે તે ફક્ત વશ થવાનું ડોળજ દેખાડે છે? પણ ખરી રીતે વશ થતી નથી. મોટા મોટા ચક્રવર્તીઓ, બળવાન રાજાઓને જીતી લે છે, પણ ફક્ત એકજ સ્ત્રીને જીતવા અશક્ત છે, માણસો મોટા મોટા બળવાન હાથીઓ, કેશરીસિંહો અને એવાં બીજા બહુ મુશ્કેલીએ વશ થઇ શકે તેવાં જાનવરોને પલવારમાં પોતાની બુદ્ધિથી થોડી મહેનતે વશ કરી લે છે, તેઓ પણ સ્ત્રીને વશ કરી શકયા નથી. તો બિચારા પામર જેવાની શી શક્તિ કે વશ કરી શકે? પતિને ઉંધુચતુ સમજાવી, ફોસલાવી, પટાવી, મનાવી, લડી, લડાવી હરેક ઉપચાર કરીને પણ પોતાના મનનું ધાર્યું કરવું. મરજી માફક ફરવું અને હરેક રીતે પતિઓને પોતાના તાબે રાખવા એજ સ્ત્રી ચરિત્રની ખરી ખુબી છે.

**કામલતા**—બાઇ સાહેબ! આપનું કહેવું યથાર્થ છે. પણ જ્યારે સ્ત્રીઓના ચરિત્ર ખુલ્લાં પડે છે ત્યારે તેઓને મહા કષ્ટ ભોગવવું પડે છે હો! અને પછી મોટો પશ્ચાતાપ કરી દુઃખના અસહ્ય બોજામાં જીવતાં સુધી કચરાવું પડે છે. માટે વિચારજો ને ડગલું ભરજો તમારા કૃત્યની જાણ થતાં આપણા બંનેના સુખની હાણ થશે ને માઠી દશાનું લાણુ મળશે.

**પિંગળા**—અરે જારે જા આટલી બીકણ ન થા, આટલા બધા દિવસથી પાસે રહે છે પણ ખુબીની ખબર પડતી નથી? આવી ભોળી કયાં સુધી રહીશ? રાજાજીની શી મગદુર કે મારી વાત જાણી શકે! મારી આગળ માંખ સમાન છે. ધારૂં તો ચટ વારમાં ચોળી નાંખું.

**કામલતા**—બાઇ સાહેબ! આપની હુશીઆરી તો અપાર છે, પણ હું તો જરા ચેતવણી રૂપે ચેતાવું છું. કારણ કે ભણ્યોભુલે ને તારો ડુબે. કંઇક મોટા મોટા હુશીઆર નરો પણ ગોથાં ખાઇ ગયા કે ફરી તેનું ઠેકાણું ન પડયું

**પિંગળા**—એતો પુરૂષોજ ચુકે! પણ સ્ત્રીઓ તો કદી તેવી ભુલ ખાયજ નહીં કારણ કે આપણા ચરિત્રથી પુરૂષોનાં ચરીત્રો ઉતરતાં છે. બોલ! આજ સુધીમાં કોઇ સ્ત્રીચરિત્રથી દુઃખી થઇ છે? ( એવામાં મહારાજા આવવાની નેકીનો પોકાર સંભળાય છે. તેથી દાશીને ) હવે જોજે મારા ચરિત્ર! હું મહારાજને કેવા રમાડું છું તે.

**કામલતા** હું જાણું છું પણ અંત જો હો બાઇ સાહેબ, બાજી રમાડતા ચુકો નહી, ને દાવમાં હારી જાઓ નહી.

**પિંગળા**—તે વિશે તારે નચિંત રહેવું ( દાશી જાય છે. પિંગળા માથાના કેશ છુટા મુકી, અંગ ઉપર આડા અવળા નખનાઉઝરડા કરી ક્રોધી મુખ કરી. સજળ નેત્ર કરી, વસ્ત્રની એ હાલત કરી પલંગપર સુઇ જાય છે. મહારાજા પ્રવેશ કરી, પિંગળાની દુર્દશા જોઇ વિચારે છે ).

**ભર્તૃહરી**—(છેટેથી) અરે! પ્રિયાની આવી અવસ્થા કેમ? શું તેને મારા વિયોગ દુખે એ ભાન કરી છે? કે મને વાર થવાથીતું મારાથી રીસાઇ છે? ના, ના, તે કોઇ દીવસ રીસાય તેવી તો નથી. કદી હું કડુ વચન કહું તો પણ તે હૃદયે ધરતી નથી, પણ ઉલટા મારા પ્રત્યેક બોલ જળની માફક ઝાલી લે છે, અહોહો! શું તેનો

મારા પ્રત્યે પ્રેમ ? જગતમાં જેને આવી સ્ત્રી મળી છે તેનો સંસાર સુખી ને તેનાં પુર્ણ ભાગ્ય સમજવાં. ચાલ જીવ ! હવે તેને વધારે વિરહ દુઃખ નહી દેતાં તેની આસના વાસના કરી તેને વિયોગ દુઃખથી મુક્ત કરૂં. ( પલંગ પાસે જઇ ) પ્યારી ! પ્યારી ! તમારી આવી અવસ્થા શાથી થઇ ? (નથી બોલતી તેથી પોતાના અંગવસ્ત્ર-છેડાથી પિંગળાના મુખ ઉપર પવન નાંખે છે ને) કેમ કાં બોલતા તમારા મધુર વચનથી મારા ઉદ્વેગ પામેલા મનને શાંત કરો. મારા ઉપર કૃપા કરો, ને મને વધારે દુખી ન કરે હું મુઝાઉં છું, મારૂ હ્રદય ચીરાય છે, પ્યારી ! પ્યારી સાવધ થાઓ ને તમને જે દુખ થતું હોય તે મને કહો ? કે તેનો હું સત્વર ઉપાય કરૂં, અંગ વસ્ત્રના છેડાથી તેના મુખ ઉપર વધારે પવન નાંખે છે તે નહી ખમાઇ શકવાથી એકદમ બેઠા થઇ).

**પિંગળા**—(ક્રોધથી રક્ત નેત્રે) જ્યારથી મેં આપને બહાર જવા આવવાની રજા આપી ત્યારથી આપ મારી કયાં સંભાળ લ્યો છો ? આખો દીવસને રાત કચેરી કચેરીને કચેરીજ ! અંહી ગમે તે થાય તેની તમોને શી ચીંતા છે ? (હાથથી હડસેલી) જાઓ ! કચેરીને બોલાવો. મને બોલાવશો નહી. ( મો ચઢાવી પાછી અવળી પાસે સુઈ જાય છે ).

**ભર્તૃહરી**—પ્યારી આમ ગુસ્સે થવાનું શું તમને શોભે છે? મારી ભુલ થઇ. હવે જેમ તમે કહેશો તેમ કરીશ પછી કાંઇ ? આમ રીસાઇ મને દુખી કરવો એ શું તમને યોગ્ય છે ? ( પોતાની તરફ મુખ કરવા પોતાના હાથે ફેરવવા મહેનત કરે છે પણ પિંગળા મુખ નહી ફેરવતાં, ભર્તૃહરીના હાથને તરછોડી નાંખી )

**પીંગલા**—જાઓ ! મને ના અડકો ! મારૂં ગમે તે થશે તેની તમારે શી ફીકર છે ! તમારૂં હેત મારાપર નથી તે હું કયાં નથી જાણુતી. હવે મારી શી ગરજ છે ? કયાં તમારે સુંદર સ્ત્રીઓની ખોટ છે ? (આંખમાં આંસુ લાવી ભર્તૃહરી સામું મુખ ફેરવી) આ કરતાં તો મારા માબાપે મને ગરીબ ઘેર પરણાવી હોતતો ગણું સારૂં થાત. આમ દુઃખતો સહન કરવું ના પડત ?

**ભર્તૃહરી**—વહાલી ! આમ શું બોલો છો તમારા વિનાઅન્યને સ્વપ્નમાં પણ ચહાતો હોઉં તો તમારા સમ છે. આવા કઠણ વચન ઉચ્ચારી મારૂં કાળજું ન કોરો.

**પિંગળા**—(ગુસ્સાથી) હું મરૂં તેમાં તમારૂં શું જાય?તમોને તો વચમાંથી આડખીલ જાય ને મન ગમતું થાય. હરાય ને ફરાય (હાથથી હડસેલી) જાઓ, જાઓ, ખસો આઘા.

**ભર્તૃહરી**—મારા જીગર પ્રાણ? શાંત થાઓ. શાંત થાઓ, ક્રોધાગ્નિ સમાવો (પીંગળા ના શરીર તરફ નજર જતાં શરીરપરહાથ ફેરવી ) આ શું થયું છે ? ના કહોતો મારા સમ છે.

**પિંગળા**—(ગુસ્સાથી) શું કહું મારૂં કરમ? હશે દુનીઆમાં અધર્મ વર્તવા લાગ્યા છે. ક્યાં તમારે જોવું છે કે ભાન રાખવું છે? આજ મારી આ દશા તો—( બોલતાં અટકી જાય છે તેથી ભર્તૃહરી અધીરો થઈ ).

**ભર્તૃહરી**—શું છે તે કહો તો ખરાં! કેમ વાત કરતાં અચકાઓ છો? જલદી બોલો, તમને છેડનારનું તથા અપમાન કરનારનું સત્વર નિકંદન કરવા આ મારી શમશેર તલપી રહી છે.

**પિંગળા**—(જરા નરમ પડી) એ વાત કહેવામાં કાંઈ સાર નથી. હોય, એ તો આપણાં છોકરાં છે. તે ભુલે, એના કૃત્ય સામું શું જોવું! પરાયો તો બીહે પણ ઘરના માણસોને શાની બીક હોય (મનમાં) હવે ઠીક લાગ આવ્યો છે. આવેલો સમય ચુકવો તે મુર્ખ માણસનું કામ છે. માટે આ વખતે વિક્રમનું વાટી નાંખવામાં વિલંબ કરવો નહી.

**ભર્તૃહરી**-(અધીરાઇથી) પ્યારી શું છે હું? કહો તો ખરાં શું કોઇએ તમારી આજ્ઞા ઉલંઘન કરી છે? કે તેઓએ તમોને કાંઇ કટુ વચન કહ્યું છે? જે હોય તે વગર અચકવે સત્વર બોલો તમારો ગુનો કરનારને કદાપી છોડનાર નથી;

**પિંગળા**—જવા દોને! એ વાતની હઠ શી? એમાં તમારાથી કાંઇ બનવાનું નથી. ખાલી વાત કરવામાં શો સાર કાંઇ સગાનેશિક્ષા થાય તેમ છે?

**ભર્તૃહરી**—(ગુસ્સાથી ) ગમે તે હશે તેને હું શિક્ષા કર્યા વગર રહેનાર નથી,

**પિંગલા**—સ્વામીનાથ! આપને એમાં મોટો પસ્તાવો થશે માટે તે વાત ન કહેવરાવો તો ઠીક.

**ભર્તૃહરી**—(ગુસ્સાથી) ગમે તે થાય! ક્યાં મારા શીરપરભારે સંકટ નથી આવતું કે આખું રાજ્ય ધુળ મળી જતું. તમારા સુખને માટે તે સઘળું ખમવા તૈયાર છું પ્યારી.

**પિંગલા**—જ્યારે તમો આવી હઠ કરો છો ત્યારે મારે લાચારીથી કહેવું પડે છે, (લજ્જાથી) તમારો ભાઇ વિક્રમજી અત્રે આવી મને પોતાને તાબે થવા ઘણી સમજાવી, જ્યારે મેં તેમનું કહ્યું ન માન્યું ત્યારે મારાપર બળાત્કાર કરવા માંડયો. (બતાવીને) જુઓ આ તેની નીશાઓ. તે દિવસે પણ એવાજ વિચારથી અત્રે આવેલા હતા પણ આપ બિરાજેલા હતા તેથી તે વાત દાબી દઇ બીજીવાત આપની પાસે કરી. દાશીએ તે દીવશે રોકવાથી તે બિચારીને કેટલી શીક્ષા ખમવી પડી છે. ? વળી તેમની મરજી આપને મારીને રાજ્ય લેવાની છે. ( આંખમાં આંસુ આણી ) પ્રભુ, તમારૂં મંગળ કરે, ને તમારા આયુષ્યની વૃદ્ધી કરે મારે તો તમે છો તે સર્વ છે. રાજ પાટ ને સાહેબી એ સત્રળું આપ વરાણેજ છે. પ્રાણનાથ ! આ સાંભળી ગુસ્સો ન કરતા હો ! મારા સમ છે ! હોય, છોકરૂં છે તે ભુલે પણ આપે એ વાત ધ્યાનમાં ન લેવી.

**ભર્તૃહરી**—( આ બીના સાંભળી આશ્ચર્યતાથી ) શું વિક્રમ તમારા ઉપર કુદ્રષ્ટી કરી ? એ આવું કામ કરે એવું મને ભાસતું નથી.

**પિંગલા**—સ્વામીનાથ ! હું પહેલાંથીજ જાણતી હતી કે આપને મારી વાત ઉપર ભરૂસો નહીં આવે. નાહક હઠ શું કરવા કરી? એ વાતની ખાત્રી કરવી હોય તો પુછો કામલતા દાશીને.

**ભર્તૃહરી**—બોલાવો કામ લતાને ( પિંગળા દાશીને બોલાવે છે આવે છે તેને ) બોલ દાશી આ વાતમાં તું શું જાણે છે ?

**કામલતા**—(અજાણી થઇને) શેમાં મહારાજ !

**ભર્તૃહરી**—( રક્ત નેત્રે ) હોય તે ખરેખરૂં કહી દે, નહીં. તો તને શીક્ષા કરવી પડશે.

**કામલતા**—માહારાજ ! કહેતાં તો મારી જીભ અચકાય છે, પણ આપના હુકમ આગળ હુ લાચાર છું વિક્રમભાઇએ આપના દુસ્મનની ગરજ સારી છે. ચતુર કાગડો વિષ્ટા ઉપર બેઠો. શું કાંઇ નગરમાં ખોટ હતી ! તે ઘરમાં આનું કામ કરવા તઇઆર થયા. ( ઉંડા વિચારમાં પડે છે. )

**ભર્તૃહરી**—વિચાર શું કરે છે જેવી રીતે બની હોય તેમને અક્ષરે અક્ષર કહે, છુપાવીશ તો સજાને લાયક થઇશ.

**કામલતા**—( વાત કહેવામાં શરમાતી હોય તેમ) મહારાજ! વિક્રમભાઇએ આજરોજ અંહી આવી મારી બાઇને એકલાં જોઇ

મને ધમકાવી કાઢી મુકી તેઓ એકદમ શયનગૃહમાં દાખલ થયા. હું નિચે ઉતરતી તેમના નિચ કૃત્યની રીત જાણી હું દાદર નીચે લપાઇને બેઠી. બાઇસાહેબે જેવી બુમ પાડી કે હું તરતજ દોડતી શયનગૃહ પાસે ગઇ તો અંદર ધમાધમ થતી હતી. મેં બહારથી કહ્યું કે બાઇ સાહેબ શું છે ? શુ છે ? તે સાંભળતાં હીમત આણી તેમને અંદરથી સાંકળ ઉઘાડી એકદમ બહાર આવ્યાં ને તેઓ એટલાં બધાં ગભરાઇ ગયાં કે એક કલાક સુધી કાંઇ પણ બોલી શકયાં નહીં. જ્યારે ઘણી આસના વાસના અને ઉપચાર વિગેરે કર્યાં ત્યારે કાંઇક શુદ્ધીમાં આવ્યા ને વિક્રમભાઇનાં કરેલાં કૃત્યથી ડરી ઘડીએ ઘડીએ જબકી ઊઠી બિકના માર્યા મારી સોડમાં સંતાતા ઘણીજ રીતે ધીરજ દેતાં જ્યારે બરાબર શુદ્ધીમાં આવ્યાં ત્યારેવિક્રમ ભાઇએ કરેલા બળાત્કારની નીશાની બતાવી, બાઇ સાહેબે મને આપને આ વાત કરવાની સખત મનાઇ કરી હતી; પણ જ્યારે આપે સખ્તાઇથી પુછયું ત્યારે લાચારીથી કહેવું પડે છે. આગળ પણ આ વાતને માટે કેટલો માર મારે ખાવો પડયો છે. વળી જતાં જતાં વિક્રમભાઇ એટલું બગડી ગયા કે ઠીક છે હું બીજી વખત જોઇ લઇશ ! એમ કહી ક્રોધમાં ને ક્રોધમાં એકદમ ચાલ્યા ગયા આગળ મને પડેલા મારને લીધે આજરોજ હું કાંઇ કરી શકી નહીં. અમો ગેરાનું કેટલું જોર !

**ભર્તૃહરિ**—(ક્રોધથી ધમધમી) શું તે દુષ્ટ, તેની માતા સમાન પર ધસ્યો ? અર ઝેરી સર્પ ! મેં જો તને પ્રથમથી આવો જાણ્યો હોત તો તને દુધ પાઇ ના ઉછેરત ! ધિઃકાર છે તને કે જેને દુધ પાઇ તને ઉછેર્યો તેનેજ તું કરડવા ઉભો થયો ? તારાં કપટી વાકયોથી લોભાઈ તારા ઉપર મેં પુરતો વિશ્વાસ રાખ્યો, તેનું આ ફળ ? અરે દુષ્ટ દગાખોર આ વખતેજ તને ઠાર મારવો ઘટે છે

**પિંગળા**—(મનમાં) આપણી બાજી હવે બરાબર જામી. (ચાસન) પ્રાણનાથ ! ક્રોધ સમાવો એના ઉપર આટલું બધું ગુસ્સે થવું ઉચિત છે એ તો આપણું છોકરૂં છે. એ તો એણે અણસમજણમાં આમ કર્યું.

**ભર્તૃહરી**—(સક્રોધથી) નહી નહી પ્રિયા ! હવે કાંઇ તમે ન બોલો. હું તે દુષ્ટને સખત શિક્ષા કર્યા વિના છોડનાર નથી. કોઇ હાજર છે ? (સિપાઇ અંદર આવી-સલામ કરી-)

**સીપાઇ**—શો હુકમ છે મહારાજ !

**ભર્તૃહરી**—જાઓ જ્યાં હોય ત્યાંથી વિક્રમને તેડી સત્વર આવો ( સિપાઇ જાય છે વિક્રમને તેડી લાવે છે, વિક્રમ આવી નમન કરે છે ભર્તૃહરી પલંગ ઉપરથી એકદમ ઉઠિ તરવાર મ્યાનમાંથી કાઢી વિક્રમને મારવા દોડે છે તેને પિંગળા અને દાસી જોરથી પકડી રાખે છે ).

**જુઓ જુઓ વિગ્રે ભીડી હામ. એ રાહ.**

અરે દુષ્ટ દુરાચારી ચંડાળ, કૃત્ય તેં પાપી આ શું કીધું રે,
તુજ મુખ જોઈ ચડે મુને કાળ. કૃત્ય.
હું જાણુતો તો ભ્રાત પવિત્ર. કૃત્ય.
સારી દેખાડી તેં ભ્રાતની રીત. કૃત્ય.
માતુ કહી દોડયો કરવા વ્યભિચાર, કૃત્ય.
ધિઃક અવતાર તારો નાદાર. કૃત્ય.
પાળ્યો પોષ્યો રાખી બહુ પ્યાર. કૃત્ય.
તેનો કીધો મુજપર ઉપકાર. કૃત્ય.
બંધુ જાણી તને કરૂં નહી ઠાર; કૃત્ય.
નવ ઘડી રહે જા માળવાથી બહાર, કૃત્ય.

(તરવાર મ્યાંનમાં નાંખી) સીપાઇઓ ! તેને એકદમ લઈ જાઓ ને માળવાની હદ બહાર મુકીઆવો.

**વિક્રમ**—( આ સાંભળી ચકિત થઈ ભરથરી પ્રત્યે )
હે ભ્રાત મારા (૨) તમે આ શું ઉચરો વાત;
નથી કાંઇ હું જાણતો, તમ આગે કહું સાક્ષાત.
કદી નેવ નીર (૨) મોભે થઇને તે વહે;
સમુદ્ર માઝા મુકે પણ નહી, દાસ એવું દીલ લહે,
કદી પ્રગટે ભાણુ (૨) પુર્વથી પશ્ચિમ ભ્રાત;
ફુટેલ ઘડો ભરાય તોપણુ કરૂં ન એવી વાત.
આ દેહ તણા (૨) કદી સાત કટકા જો થાય;
કરૂં નહી કદી કૃત્ય એવું આ, દેહમાંથી પ્રાણુ જાય.
મુજ માતુ સમાન (૨) જાણું પિંગળાને ભાઇ;
વિચાર દીલમાં આવ્યો કયાંથી કહો તે મુજને આંહી.
કરૂં આપ સેવ (૨) લક્ષમણુની પેઠે ભાઈ;
મિષ્ટ ભોજનને ત્યાગીને, કેમ વિષ મનમાંહી,

**ભર્તૃહરી**—( રક્તનેત્ર)અરે દુષ્ટ ! દગાબાજ ! તું હવે તારા

કપટી વાક્યો વધારે વદવા દે ! જ્વાળાથી બળતી દેહમાં તારા, વચન રૂપી કાષ્ટ ન નાંખ તારા ઉપર પુર્ણું વિશ્વાસ રાખી રાજ્યની સઘળી લગામ તારા હસ્તગત કરી તેનુ આ ફળ કે ? અરે નાદાન કુત્તા તને તારી માતુ સમાન પર કુદ્રષ્ટી કરતાં જરા પણ શરમ, ન આવી ધીક્કાર છે તને જા તારૂ કાળુ મોઢુ હવે મને વધારે વાર ન બતાવ !

**વિક્રમ**—( નમન તાઈથી ) ભ્રાતા ? આપના દરેક બોલ બાણુ સમાન મારા દેહને ભેદે છે આમ કરતાં તો મને આપની શમશેરથી જીવન મુક્ત કરો.

**ભર્તૃહરિ**—(ગુસ્સાથી) અરે ભોળાને ભરમાવનાર ? ગુનો કરી ઉલટો મને દબાવે છે હુ તારા કાલાવાલા કે કાંઇ પણ સાંભળવા માગતોજ નથી (સીપાઇઓને) જાઓ સીપાઇઓ આ ? કાળમુખાને) એકદમ મારી નજરથી દુર કરો ( સીપાઇઓ પકડવા જાય છે તેને. ખસેડીને ).

**વિક્રમ**— રાગ સીતાના મહિનાનો

હે બંધુ શાને કરો રીસ, વાંક વિના મુજ પરે;
થર થર કંપે મારી મુજ કાય, આવા વેણુ સુણી અરે,
તમ વેણ પાડે છે છેદ શરિર માંહી આજરે-
પાછળ પસ્તાશો એ બાત કહુ શુભ આજરે.
અરે વડિલ બંધુ તમે; મમ પિતાની સમાન છો;
જાણુ આપ પ્રિયાને માત કેમ અપમાન દીયો'
ભ્રાતા ઉંડો કરો વિચાર ભરમાવ્યા નવ ભમો.
મુજી આરોપ કાઢો વિદ્દોશ પસ્તાશો પછી તમો,
જાણુશો જ્યારે ભરમ મરમ તમે;
યાદ આવસે મારા વેણુ, વિચારોને આ સમે;

**ભર્તૃહરિ**—(જરા ધીરા પડી પિંગળા પ્રત્યે ) જોયુ પ્રિયા ? હજી પણ કેવાં પ્રપંચ લડાવે છે ? શાણો થઇ તને કેવી શિખામણુ આપે છે? પ્રપંચી માણુસો પ્રપંચમાં પુરાજ હોય છે.

**પિંગળા**—સ્વમીનાથ એ શુ ખોટુ કહે છે ?એમનુ કહેવુ વ્યાજબી છે આપ સમજુ અને ચતુર છો પણ હવે—

**ભર્તૃહરી**—હવે ન બને કાંઈ પણ તમારે એ વાતમા વચ્ચે બોલવુ ન.‌ ગુનેગારને શિક્ષા કરવી એ મારો ધરમ છે પછી ભાઇ તે હોય.

વિક્રમ—ભ્રાતા જ્યારે આપ આટલા કાલાવાલાથી નથી માનતા તથા મારા વચન ઉપર ભરોસો નથી આવતા તો હુ આપનો હુકમ ઉઠાવવા તૈયાર છુ મને કાંઇ આંહી રહેવાની જરૂર નથી પણ મને એમ લાગે છે કે માળવાની ગાદીનુ હવે અશુભ થવાના ચિન્હો જણાય છે મહારાજા આપ એમાં શુ કરો આમાં કોઇની કસુર નથી ફક્ત વિનાશકાળે વિપરીત બુદ્ધિનોજ પ્રતાપ છે ભ્રાત હુ જા ઉછું હુ તમારા રાજ્યની હદ બહાર જાઉ છુ ? હજી વિચારો ? સમજો ? કેમકે પાછળથી પસ્તાવો ન કરવો પડે તો ઠીક ?

ભર્તૃહરી—(ક્રોધથી) નફટ નથી જોઇતી મારે તારી અક્કલ કે શીખામણ અમારૂ ગમે તે થશે તેની તારે શી પરવા છે ? અમારા લાગ્યા અમારે ભોગવવા છે તુ તારૂ કાળુ કરી ચાલ્યો જાને?

વિક્રમ—શાંત થાઓ ને ક્રોધ સમાવો કામાંધ થઇ અકાર્ય કરો છો તેનો બદલો તમને પરમેશ્વર જલદી દેખાડશે ફીકર ન રાખો માળવાને તથા તમોને છેલ્લી સલામ છે જગદીશ્વર તમારૂ કલ્યાણ કરેને મહાકાળેશ્વર માળવાને આબાદ રાખે ( વિક્રમ પ્રમાણ કરી જાયછે ).

પિંગળા—(મનમા રાજી થતી લાંબા હાથ કરી ભર્તૃહરી ન દેખતા) કાશ ગઇ હાશ હવે નિરાત થઈ મારી દાઝ ઓલાઈ સાલ ગયુ ને ચોખ્ખુ થયુ હવે મારૂ મન ગમતુ કરીશ પ્યારાની સંગે હરીશ ફરીશ ને કોઇથી નહી ડરીશ પ્યારાની અડચણ ટળી કપટ કળા નહી ફળી આશા સર્વે ફળી ને હવે મન ગમતી મોજ મળી ફતેહ ! ફતેહ ! બાજી સઘળી જીતિને હવે કોઇની ન રહી ભિતી

ભર્તૃહરી—( પિંગળા તરફ ( કેમ પ્રિયા ! શા વિચારમા છો કેમ ઠીક થયુ ને ?

પિંગળા—(દીલગીરી બતાવી) પ્યારા આપે બહુજ અઘટીત કર્યું. લોકાપવાદ શી રીતે સહન થશે ? થોડા ઘણો પકો દઇ આંહીજ રહેવા દીધા હોત તો સારૂં હતું.

ભર્તૃહરી—નહીં નહીં પ્રિયા ! એતો મેં યોગ્યજ કર્યું છે. ગુનેગારોપર સજ્જડ છાપ બેસાડવાનો આ સારો દાખલો છે. પ્રપંચી વેણ વદી મને ઠગવા કેવા ઉપાય કરતો હતો ?

પિંગળા——છોરૂ કછોરૂ થાય પણ માવિતરે કમાવિતર ન થવું જોઇએ ( એટલામાં અંદરથી )

**દાસી**—આઇ સાહેબ? રસોઇ તઇયાર થઇ છે માટે જમવા સારૂ પધારો

**ભર્તૃહરી**—ચાલો પ્રીયા ? (જાય છે.)

# અંક ૩ જો.

## પ્રવેશ પહેલો.

---

**સ્થળ ભર્તૃહરીનું આનંદ ભુવન.**

**પાત્ર**—ભર્તૃહરી તેમના મિત્રો અને પાછળથી અનંગસેના અને હયપાળ તથા શીપાઇઓ વીગેરે,

**નિતિસાગર**—મહારાજ આપ મહારાણીપરબહુજ પ્યાર રાખો છો અને સ્નેહના લીધે આપ હર ઘડી તેમની સમીપે રહો છો એ ઠીક છે પણ નારી જાતનો બહુ વિશ્વાસ રાખવો એ ઠીક નથી.

**ગુણસિંહ**—વાહ શૃંગારનું ધડપણ થવાથી તેનાંથી અંગાર ઝરે છે અને તે અંગાર આખા દેહને પ્રજવલિત કરે છે. મહારાજ?

**મદનપાલ**—તેમાં તમે મોટી ભુલ ખાઓ છો ભુલ ? જો એમજ હોયતો શંકર પાર્વતીને શું કરવા સાથે રાખે ? અને વિષ્ણુ લક્ષ્મિજી ઉપર સ્નેહ શું કરવા રાખત ? ઈશ્વરને સ્ત્રી સૃજવાનું કારણ શું ? મૃદુ વચન બોલનારી પ્રસન્ન મુખવાળી વીશાળ વેણીવાળી કંદ પંથી ભરેલી છે દેહજેની એવી જે સ્ત્રી તેને જે પુરૂષે નિહાળી નથી તેનો જન્મ આ જગમાં વૃથા સમજવો.

**વિલાશી**—કોકીલ કંઠ સમાન અગણીત લીલાએ કરી નીજ સ્વામીને પ્રસન્ન કરનારી વીનોદ રસથી ભરપુર શૃંગાર સજવામાં બહુ રાગવાળી વળી બીલા સમાન સ્તનવાળી કોમળ અને ગોળ અંગવાળી મુખના સુગંધ વાળી એવી જે નારી જેને આ જગમાં ભાવ ધરીને તરૂણ પુરૂષે ભેટી નહી એનો જન્મ એ જગમાં વૃથા જાણવો.

**શાસ્ત્રીબાવા**—પણ તમે બધા અંધારામાં ગોથાં ખાઓ છો? જુઓ સાંભળો ! સ્ત્રીથી મળેલું સુખ નાશવંત છે, તેનાં તન નું સેવન ઘણું દુઃખદાઇ છે તેની સાથે સ્નેહ નર્કથી ભરેલી હાંડી સમાન છે વળી તે સુકૃત્યને તજનારી છે અને મનુષ્યના મનનું હરેક રીતે ખંડન કરનારી તથા તપને મટાવનારી એવી જે નારી, તેને જે પુરૂષે રાત દીન સેવી તેણે પોતાનો જન્મ વૃથા ગુમાવ્યો,

વળી મનુષ્યને મોહજાળમાં ફસાવનાર ધર્મ કાર્યમાં નઠારા મંત્રી સમાન સમાધીમાં ભંગ પાડનાર કપટનું તંત્ર એ નારીના તમે પ્રસંસા કરો છો કે? વાહ ભાઈ વાહ!

ભર્તૃહરી—પણ શાસ્ત્રિ મહારાજ સદા આનંદમાં રહેનારી અને રાખનારી વસંતરૂતુના જેવી સુંદર ચરણે નેપુર અને કરે કંકણના ધોષ કરી મન આકર્ષનારી ઈંદુ સમાન મુખવાળી આ નહસદ નીરખું જોઇને ચાલવા વાળી સધર્મને સાધનારી તથા જગતને વિસ્તારનારી એવી જે મોહના તેનાથી કોણ મુર્ખ પુરૂષ દુર રહે.

નિતીસાગર—મહારાજ!શાસ્ત્રિઆવા આપને કહેવા શરમાતા હશે પણ હું તો સ્ત્રિઓ કેવા ગુણુવાળી હોય છે તે કહું છું ચિંતા ઉપજાવનારી પીડા અને દુઃખને આપનારી દોષથી ભરપુર ભવનાં પાસરૂપ સંતાનના ભંડાર રૂપ કપટ વેશ કરીને મનુષ્યોને સપડાવનારી પાપમાં પ્રવતનારી મળમુત્રના દુરગંધે ભરેલી એવી મલીન જુવાની રૂપ મદિરા પીને મસ્તબનીને ઉન્મત પણે ચાલનારી ઈાપને પરાણે વડગાડનારી યોગ્યને મુકવનારી અંગે અશુદ્ધ નઠારા સ્વભાવ વાળી કામ સમયે પૌઢ પણ મનની પાતળી, બહુ લોભિષ્ટ અને હમેશા જુઠું બોલનારી એવી જે નારી તેના તમે આટલા બધા વખાણ કરો છો કે?

મદનપાળ—અરે વાહરે વાહ! તમારે ઘેર કાળી કુબજા જેવી નારી છે તેથી તમે આજે નિંદા કરતા હશો પણ મને કોક દી તમારે ઘેર આવવા દો પછી તમારી વાત છે મારાં ભાભીને સઘળું સમજાવી તમારી ફજેતી લુંટાવું તોજ ખરો.

નીતિસાગર—મદનપાળ મહારાજા સમક્ષ મારી મશ્કરી કરતાં જરાએ લજવાતો નથી કે? આમાં મેં શું ખોટું કીધું? આ તો મેં ફક્ત દુનીઆની રૂઢી કહી બતાવી પણ શી રીતે વર્તવું એતો સૌ સૌનાં હાથમાંછે ને?

કામસેન—એતો ખરી વાતછે પણ તમારી તો હવે જુવાની જવા બેઠી એટલે સંગારની વાતથી વિરક્ત હો તેમાં શું આશ્ચર્ય પણ અમેતો ઉગતા જુવાનીઆ એટલે અમને એ વાત પસંદ ન આવે.

વિલાસી—જુવાનીમાંતો જરૂર સંગાર રસની લહેજત લેવી જોઈએ પતળા ઉદરવાળી હંસના જેવી ચાલવાળી મધુર વ-

બનથી આનંદ આપવા વાળી, ચંચળ ચિતવાતી, વળી જેનું સૌભાગ્ય સુંદરછે એવી જે નારી, તેને અમે કેમ તજીને વેરાગી થઇએ? વળી એક કવિએ કહ્યુ છે કે.

ઈંદ્ર વિજય છંદ.

સહેજ સુવાસિત હોય સહુલડી, સુંદરી તે પર હોય રૂપાળી;
હોય ખીલેલ વસંત રૂતુ વળી, પુનમનો શીર પુર્ણ તમાલી;
પુરૂષને પુરષાતન જો, પ્રગટયું નહી, તે સ્થળ આ સઉ ભાળી,
પ્રેમ કહે પછી શું, પછી શું, પછી શુ ગુમાવ્યો નિજ જન્મજ ખાલી

**ભર્તૃહરી**—નવ યોવનમાં પ્રવેશ કરીને ચંદ્ર સમાન મુખ, વાલી મનહર તરૂણીને પરણીને ઈંદ્ર ઈંદ્રાણી સમાન સુખ ભોગવ્યું નહી તેને આ જગતમાં અવતરી ફોકટ ફેરો કર્યો એમ જાણવું.

**મદનપાળી**—આપનું કહેવું યથાર્થ છે મહારાજ! જેના અંગને વિષે કસ્તુરી અને ચંદનનું વિલેપન કરેલું છે, વળી કેશપાસમાં સુગંધીદાર તેલો ભેળી રહ્યાં છે, કુમકુમ ટીલડી કપાળમાં ચળકી રહી છે, કામના સ્નેહના પાલનની કીંમત જેને પુરેપુરી મન વિશે કરી છે, એવી જે નારી, પોતાના ભાગ્યે કરીને ભોગવી છે તેનું સુખ આ જગતમાં અવધિ છે.

**શાન્તિ**—એ બધું ખરૂં! પણ મુક્તિનું સુખ તો તેનાથી નહીં મળે, પણ જે પુરૂષે પોતાના હાથે કરી દાન આપ્યું, વિનયથી વરત્યો, મુખથી સત્ય વચન ઉચર્યો ધર્મમાં પરાયણ થઇ પ્રભુ ભક્તિમાં પ્રેમ રાખ્યો, અને વિદેશમાં કીર્તિ વધારી, તે પુરૂષને ધન્ય છે; અને તેનોજ જન્મ આ દુનિઆમાં સફળ છે.

**નિતિસાગર**—અને તેનેજ મોક્ષ સુંદરી આપો આપ વરેછે, વળી દેવ પુજાના બધા સાધનો મેળવીને સુંદર પીતાંબર પહેરીને દયાળુ પ્રભુને પુજ્યા નહીં તેઓનો જન્મ વૃથા સમજવો કૃપાનિધાન!

**ભર્તૃહરી**—તમારા બંનેનું કહેવું વ્યાજબી છે. પણ યુવાન પુરૂષોને પરવડે તેમ નથી. કારણ કે સંસારના અનુભવથી તમે વૃદ્ધ થતા આવ્યા છો; અને અમારા જેવાને તેનો અનુભવ કરવો છે માટે તમારી નિતિ, રીતિની વાત અમારે ગળે કેમ ઉતરે?

**કામસેના**—નાજ ઉતરે મહારાજ! તેઓ તો સંસારનું સુખ ખુબ અનુભવી તૃપ્ત થયા એટલે હવે તેમને તે સુખની ઇચ્છા રહી નથી "અશક્તિવાન ભવેત સાધુ" તેથી આપણને શેકરા માંગેછે તે કેમ બને?

**વિલાસી**—તાજ અને નાજ! જે પુરૂષો યુવાન સ્ત્રિને નિંદે છે તે બરાબર નિંદે છે, અને આ લોકને તેમ પરલોકને ઠગે છે, કેમકે તપનું ફળ સ્વર્ગવાસ છે: અને સ્વર્ગ અપ્સરાઓનું ક્રિડાસ્થાન છે.

**મદનપાળ**—મસ્તિમાં આવેલા હસ્તીનું ગંડ સ્થળ છેદવા પૃથ્વિ ઉપર શુરા ઘણા છે, તેમજ વાઘના સિંહને મારવામાં પણ કેટલાક કુશળ છે. પણ મદનને વશ કરનાર હું કોઇ પુરૂષ જોતોજ નથી.

**શાસ્ત્રીબાવા**—મદનપાળ! તમે એવું ના બોલો, મદન ઘણા જનોએ વશ કર્યો છે, આ સમયમાં પણ મારનારો કોઈ નહી હોય કે શું? આ દેહ છેક નિરૂપયોગી છે, શરીર મળમુત્ર અને વિષ્ટાથી ભરેલું ગંદુ છે, તથા હાડથી ઉભુ કરેલું પાંજરૂં છે; અને તેને ચામડાથી મઢેલું છે, તેના શિર મરણનો ભય છે, અને તે ક્યારે પડી જશે તથા અંદરનો પોપટ ક્યારે ઉડી જશે તેનો કાંઈ ભરૂસો નથી માટે જ્ઞાની પુરૂષોએ સદાકાળ ઇશ્વર ભજનમાં તત્પર રહેવુ યોગ્ય છે.

**ગુણસિંહ**—મહારાજ!

નારી વીષની વેલડી નારી નર્કની ખાણ,
જ્ઞાની પુરૂષ ચાહે નહી ગોથાં ખાય અજાણ.

**નીતિસાગર**—રાજેંદ્ર!

નારી દર્શક ચિત્તહરં સ્પર્શ હરતી બલ.
સંભોગે હરતિ વિર્યમ નારી પ્રત્યક્ષ રાક્ષસી

માટે મારૂ માનો તો મહારાજ તેનાથી તો દુર રહેવુંજ સારૂં છે.

**કામશેન**—મહારાજ આ તો કોઇ સંગારની વાતમાં સમજતાજ નથી. અને આડી આડી વાતો કરી ગુચવણમાં મને નાંખે છે સરસ પ્રેમ અને રતિ સુખને નહીં જાણનારા દામ વગરના મજુર જેવા છે તેમજ ચપળા નારીના સરણની લાત ખાનારા ગુનેગાર છે.

**નિતીસાગર**—( આ સાંભળી ક્રોધાતુર ) મહારાજ હવે હદ થઇ અમારાથી આવા અપશબ્દો વધારે વખત નહીં સંભળાય શું અમારૂં અપમાન કરવા આજે અમને તેડાવ્યા હતા ( શાસ્ત્રીબાવાને અને ગુણસિંહને ) ચાલો ભાઇ શું મહારાજા સામુ જોઈ રહ્યા છો મહારાજાનીજ સમક્ષજ આ લોકો આપણું અપમાન કરે છે તો મહારાજાની પાછળી કોણ જાણે કોવેએ કેર વરતાવતા હશે!!!

**કામસેન**—( હાથ જોડી કરગરી પડી ત્રણને ) માફ કરો કાકા સાહેબ માફ કરો આમ છોકરાં ઉપરતે રીસ હોય કે ! જુઓ હવેથી નહી બોલું ( પરાણે પાછા નીચે બેસાડે છે )

**ગુણસિંહ**—ભાઈ જે બોલીએ તે વિચાર કરીને બોલીએ એવી રીતે બોલીએ કે જે બોલ્યાથી કોઈને ક્રોધ ઉપજે નહી સાપ મરે નહી ને લાકડી ભાગે નહી તેવી રીતનું વર્તન જોઈએ (ભર્તૃહરી તરફ જોઈ) સ્ત્રિઓ સંસારમાં ભાવ વાળી પણ પ્રભુની ભક્તિથી રહિત પુરૂષના ચિતને ચોરનાર પણ પ્રેમમાં શાહુકાર મનની કઠોર પણ વિલાશસુખમાં દયાવાળી શરીરે સરૂપા, મધુર વાણી વાળી ને વીષય સુખને આપવા વાળી છે ખરી પરંતુ હરીના ચરણમાં જેનુ ચીત્ત લાગ્યુ નથી તેને આ જગમાં જન્મી તે પછી શુ કર્યું ?

**નીતિસાગર**—( ગુણસિંહના કાનમાં ) ભાઈ હવે આપણુ આંહી કાંઈ ચાલવાનુ નથી માટે વધારે બોલી વ્રથા માથાકોડ શા માટે કરવી ચુપ રહેવામાંજ મજા છે.

**શાસ્ત્રીબાવા**—ગુણસિંહજીભાઈ અમે તો પાણી રેડી રેડીને થાકી ગયા હવે તમો નકામો શુ કરવા પ્રયત્ન કરો છો ? સાત સમુદ્રનુ પાણી રેડશો તો પણ ઢાળ વાળી જમીન ઉપર જરાએ જળનુ બિંદુ ઠરવાનુ નથી એવામાં પ્રતિહાર આવી નમન કરીને )

**પ્રતિહાર**—મહારાજ વારાંગના પ્રવેશ કરવાની આજ્ઞા માગે છે હુકમ હેય તો પ્રવેશ કરાવુ

**ભર્તૃહરી**—ઠીક આવવા દે.

**ગુણસિંહ**—શાસ્ત્રિબાવ તથા નીતિસાગર સામી દ્રષ્ટી કરી મનમાં ) અરે વળી આ પીડા કયાંથી આવી જે રસ્તો બંધ કરવા અમો કયારની કોશેશ કરીએ છીએ પણ તે તોવધારે વધારે ખુલતો જાય છે ( નિશ્વાસ નાંખી ) અફસોસ ! અફસોસ ! !

**નીતીસાગર**—( ધીરેથી ) વિનાશકાળે વિપરીત બુદ્ધિ ! આ વખતે આપણુ કથન કાંઇ કાંમ આવે તેવું નથી લાચાર ભાવી ભાવ, જે બને તે ખરૂ તે છતાં આંખે જોયા અને છતે કાને સાંભળવા શિવાય કાંઈ અન્તર ઉપાય છે ?

**ગુણસિંહ**—( ધીરેથી સોબત તેવી અસર સઘળાના નસીબ સાથે છે આ લોકોની સોબતથી તથા સંગારમાં અતિ મગ્ન થવાથી કાંઈ સારૂ પરિણામ આવે એવુ કાંઇ મને દીસતુ નથી.

**મદનપાલ**—( ખુશી થતો ) વાહ ? વાહ ! તે પણ આ અન

અરે ઠીક આવી પહોંચી ( વારાંગના પ્રવેશ કરે છે તેને ),

**ભર્તૃહરી**—કેમ અનંગસેના એવા શા કામમાં ગુંથાયા હતા કે જે મુદલ દેખાતાંજ નહોતાં ?

**અનંગસેના**—શિરતાજ દેવના દર્શનની સમીપ આપનાં દર્શનજ દુર્લભ હતાને ? હું તે કોની પાસે આવું ! આજરોજ સાંભળ્યું કે મા'રાજા સાહેબ થોડો થોડો સમય આનંદભુવનને પણ પાવન કરે છે તે સાંભળી આપના દર્શનના અભિલાષથી અત્રે આ વીણુ ગરીબ નિવાજ !

**ભર્તૃહરી**—તમે પણ સમયોચિત વર્તનારા છો ચાલો તમારા મુખચંદ્રમાંથી વાણી રૂપી શીતળ ચંદ્રિકા વરસાવો અને અમારા આનંદમાં વધારો કરો,

**અનંગસેના**—જેવી મહારાજાની આજ્ઞા ?

પ્રેમનો રંગ કોઇ વીરમાં જાણે;
શુદ્ધ પ્રેમી તેહ પિછાણે. પ્રેમનો.
પ્રેમનો અજબ રંગ પ્રેમનો અજબ ઢંગ;
નહી જોડાશે તાંણે તાંણે. પ્રેમનો
પ્રેમ મેળવવો નથી કાંઈ સહેલો;
નહી મળશે વેચાતો દુકાને પ્રેમનો.
પ્રેમ છુપાવ્યા નહી રહે છાનો;
મુરખ શુ ? પ્રેમ પિછાણે, પ્રેમનો.

**કામસેન**—મહારાજ ! શુ તેનો મધુર સ્વર ! કાનને કેવો આનંદ આપે છે સુંદર વનમાંથી જાણે બરફ વનસાવી શરીરને કેવી સાથે હાથનો લટકો આવી જે હદયને આલ્હાદ કરનારી જે નારી તેને અવરે શુ જોઇ વારી હશે ?

**ભર્તૃહરી**—સંગારની ખુબી અપાર છે ને તેજ સંસારનો ખરો સાર છે જે તેને જાણતા નથી તેજ ખરા ગમાર છે સ્ત્રિઓજ સંગારનુ સ્થાન છે ?

**મદનપાળ**—મહારાજ સંગારનો સદા જયકાર છે ને તેનો બેડો દીન પરદીન પાર છે લાચાર છે કે તપસ્વિઓ અને વૈરાગીઓના શરીરમાં પ્રવેશ કરી શકતો નથી બાકી તો કીર્તી આડે જેમ જળહી રહી છે.

**અનંગસેના**—સ્ત્રીઓના વખાણ સાંભળી ખુશી થતી ભર્તૃહરી પ્રત્યે. )

**છપ્પાની રાહ**

અચળ રહો તમ સ્થાન, રાજ્ય રિદ્ધિ સંભાળો;
અદલ કરી ઇન્સાફ, પુત્ર સમ પ્રજાને પાળો,
ફળ લઇ આ અમુલ્ય, હેતથી આજ આરોગો;
અમર થઈ મહારાજ, ભોગવો સર્વ ભોગો.
આપ મુખ દર્શન થકી, આશા સર્વે મારી ફળી;
કરજોડીને, દુખ દાળીદ્ર ગયાં ટળી.

( ફળ ગુણકા પાસે જોઇ ભર્તૃરી વિસ્મય પામે છે ને ),

**ભર્તૃહરી**—( મનમાં ) **ગીતીની રાહ.**

ફળ દીધેલું પ્રિયાને, આવ્યું ગુણીકાને હસ્ત સ્યાથી;
છે ફળ મેંજ આપેલું, પુછું હું એ તે લાવી કયાંથી.

( ચાસન ) અનંગસેના ! આ ફળ તમે કયાંથી લાવ્યાં ? લાવો જોઇએ. ( ફળ લેઇ ચારે બાજુ તપાસી મનમાં ) નક્કી એજ ફળ છે એમાં કાંઇ સંદેહ નહીં ( ચાસન ) ફળ તો બહુ સુંદર છે હો ?

**અનંગસેના**—આપની દાશીના બાગમાં એવું વૃક્ષ છે.

**ભર્તૃહરી**—એમકે ! (અચરતપણાનું ડોળ કરી ) તેનું ઝાડ કેટલું ઉચુ થાય છે ? અને તેના પાંદડાં કેવા આકારના ને કેટલાંલાંબા થાય છે ? અને તેને ફળ પણ બહુ થતાં હશે નહી વારૂ ?

**અનંગસેના**—( આ સવાલથી ગભરાઇને મનમાં ) હવે શો જવાબ દઉં ? મહારાજાએતો છુરી બાંધી લીધી ( જરા હિમત લાવી (ચાસન) નૃપતી ! એ તો દીવસમાં એકજ ફળ આપે છે.

**ભર્તૃહરી**—(મનમાં) અહં ! કેવી સ્રીઓની ચતુરાઈ ! ( ચાસન) ત્યારે તેના પાંદડાંનો નમુનો મંગાવશો કે ? આ સાંભળી અનંગસેના સ્તબ્ધ થઇ વધારે ગભરાઈ ને કાંઇ જવાબ આપતી નથી એટલે ) કેમ કાંઇ બોલતાં નથી ? આમ સ્તબ્ધ કેમ બની ગયાં છો ?

**અનંગસેના**—( નિસ્તેજ વદને) કાંઇ નહીં મહારાજ ! જરા મને પેટમાં દર્દ થઈ આવ્યું છે (હાથેથી પેટ દાબીને) તેથી આપને જવાબ આપવાને વિલંબ થયો માફ કરજો ( જાણે ઉંઘમાંથી ઝબકી જાગૃત થઈ હોય તેમ ) ભુલી, ભુલી, મહારાજ ! એ તો મારા સગા પરદેશથી આવેલા છે તેઓ તેમના દેશથી લાવેલા છે તેમણે મને આ ફળ ખાવા સારૂ આપ્યું પણ તે અલૌકિક જોઇ આપને ભેટ કરવા સારૂ આવી ( પેટમાં બહુ દુઃખ હતુ હોય તેવો ડોળ કરી વાંકી ચુકી થાય છે અને ડસકાં ભરે છે ) મહારાજ સાહેબ ? મને

પેટમાં બહુ દર્દ થાય છે માટે જવાની આજ્ઞા છે ?

**ભર્તૃહરી**—(સક્રોધ) જ્યાં સુધી આ ફળ સંબંધી સત્ય હકીકત નહીં કહો ત્યાં સુધી તમને જવાની રજા મળશે નહીં.

**અનંગસેના**—(નમ્ર વચનથી) તે તો હું આપને કહી ચુકીછું મહારાજ ? તે શિવાય બીજી શી હકીકત પુછોછો (પેટ વધારે દાબતી જાય છે અરર ! હોય હોયરે ! હો બાપ.

**ભર્તૃહરી**—(રક્ત નેત્ર) ખરી વાત કહેવી છે કે નહીં ? આમ ઢોંગ ક્યાં સુધી કરવા છો ખરો ખુલાસો લીધા શીવાય છોડનાર નથી.

**અનંગસેના**—રાજધિરાજ ! મેં તો ખરીજ વાત કહી છે. ક્યારે આપણે અહીં આવાં ફળ થાય છે ?

**ભર્તૃહરી**—( ક્રોધથી ) તે હું નથી પુછતો આડાઅવળા જવાબ દઇ શું કરવા નાહક બધાને હેરાન કરે છે ને તું હેરાન થાયછે બીજી વાત બાજુએ કરી જે સત્ય વાત હોય તે કહી દે કે જેથી તારો ઝટ છુટકારો થાય. કહ્યા શીવાય કરોડો ઉપાયે અહીંથી એક ડગલું ભરવાની પણ આજ્ઞા થશે નહીં.

**અનંગસેના**—( આ સાંભળી વધારે મુંજવણમાં પડે છે તે હવે શો જવાબ દેવો તે કાંઈ સુજતું નથી) મહારાજા સાહેબ ! આપ વૃથા હઠ શા સારૂ કરો છો ? શું હું ખોટું બોલું છું ( પેટ બે હાથે ખુબ દાબતી ) મરી ગઇ હવે નથી રહેવાતું. પેટ ફાટ્યું ચાલ્યું હોય હોય હાય હાય ઓ બાપરે (એમ કહી બુમો પાડે છે) સાહેબ હવે તો મને ઉભું નથી રહેવાતું મારો જીવ જાય છે.

**ભર્તૃહરી**—( આવા ઢોંગ કરતી જોઈ વધારે ગુસ્સો લાવી સિપાઇઓ પ્રત્યે બાંધો આને મુસકેટાટ ! ખરી બીના કહેવાની હા, ના પાડે ત્યાં સુધી એને કારાગૃહમાં રાખજો, જાઓ સત્વર લઇ જાઓ. સિપાઇઓ તેને બાંધવા જાય છે,

**શાસ્ત્રીબાવા**—(ગુણકા પ્રત્યે) ભલા બાઇ ! નાહક સું કરવા હેરાન થાયછે ? જે સત્ય વાત હોય તે જાહેર કરી દીધી એ તો રાજ હઠ છે બાપુ રાજ હઠ !

**અનંગસેના**—( બે હાથ જોડી) માહારાજ સાહેબ ! દાશીને અભય વચન મળે તો સર્વ વાત સાચે સાચી કહી દેશે.

**નીતીસાગર**—હવે કેવી ઠેકાણે આવી ? નાહક અત્યાર સુધી મહારાજા સાહેબને તસ્દી આપી ? ચૌદમા રત્નનો જબરો પ્રભાવછે?

**ભર્તૃહરી**—જા ! તને અભય છે, જે સત્ય વાત હોય તે કહી દે.

**અનંગ—( હાથ જોડી શિર જુકાવી ) ગીતીની રાહ.**

કરો મહારાજા માફ, હયપાળ આવ્યો તુજ ઘર આજે;
તેણે મુજને આપ્યું, લાવી આપને અમર થવા કાજે.
આરોગી થાઓ અમર, પ્રજા પાળો પુત્ર તુલ્ય આપ;
ન્યાયવંત થઈ રાજા, કાપો પ્રજાનાં આપ પરિતાપ.
( આ સાંભળી ભર્તૃહરી ચકિત થાય છે તે ગુણકા પ્રત્યે )

**ભર્તૃહરી**—( ઈનામ આપતી વખત ) લ્યો આ તમારી મહેનતનો બદલો પણ મને જુઠુ બોલી અત્યાર સુધી ઠગ્યો તેના બદલામાં તમારે તમારૂં સર્વસ્વ લઇ માળવા છોડી એકદમ ચાલ્યા જવું જો તે હુકમનું અપમાન થશે તો તો ઘરબાર લુંટી બે ઇજતે હદ-કરવામાં આવશે.

**અનંગસેના**—(નમીને) બહુ સારૂ જેવી મહારાજાની આજ્ઞા ( જાયછે ને જતાં જતાં મનમાં ( લેને ગઇ પુત તો ખોઈ આવી ખસમ. ઉપકાર કરવા ગઈ તો અપકાર થઈ આવી. ખેર જે થઈ તે ખરી પણ જીવતી તો રહી. જખ મારે છે. ( એમ કહી એકદમ ચાલી જાય છે. )

**ભર્તૃહરી**—( સિપાઈ પ્રત્યે ) જાઓ ! હયપાળને જ્યાં હોય ત્યાંથી મુસ્કેટ બાંધી આંહી લાવો.

**સિપાઇ**—જી જેવો હજુરનો હુકમ, ( જાય છે તે હયપાળને બાંધીને લાવે છે. હયપાળ નમન કરે છે. )

**ભર્તૃહરી**—( હયપાળને ફળ બતાવીને ) બોલરે આ ફળ તું ક્યાંથી લાવ્યો ?

**હયપાળ**—( જાણે કાંઇ ન જાણતો હોય તેમ) શું મહારાજ ફળ શું ? વાત શી ? એ સંબંધી હું શું જાણું ? મેં તો સ્વપ્ને પણ એ ફળ જોયું નથી મહારાજ !

**ભર્તૃહરી**—( ગુસ્સે થઇ ) અજાનયો બની વાત છુપાવવા ચાહે છે કે કેમ ? બોલ સાચુ બોલ.

**હયપાળ**—શું સાચું બોલો છો મહારાજ ! જે વિષે હું બિલકુલ અજાણ્યો છું તેનો કેમ કરી જવાબ આપી શકું ?

**ભર્તૃહરિ**—(વધારે ગુસ્સે થઇ) અરે દુષ્ટ લંપટી ! જુઠું બોલી મને વધારે ક્રોધ શું કરવા કરાવે છે બોલ ઝટ બોલ !

**હયપાળ**—( માથુ ધુણાવીને મનમાં ) બુરી થઇ ગુણકાએ દાટ વાળ્યો. પુરા ફસાયા હવે શું કરવું, (જરા વિચારને ) જખમારે છે.

(ચાસન) રાજેંદ્ર શું બોલું ? જે વાત હું ન જાણતો હોઉ તે કેમ કરી વાત જાહેર કરૂં એ ગુનેગારને ગુનેગાર બનાવો તો આપ મા બાપ છો.

**ભર્તૃહરી** (આસનથી નીચે ઉતરી તલવાર મ્યાનમાંથી કાઢી હયપાળની ગળચી પકડી) કેમરે પાખંડી! ઠગારા! હમણાંજ ગુણકા કહી ગઇ કે આ ફળ મને હયપાળે આપ્યું છે. તેથું ખોટી વાત કે!

**હયપાળ**—મહારાજા! વેશ્યાઓનો શો વિશ્વાસ! અને એના બોલવાપર શો ભરૂસો! વેશ્યાઓના ગુણદોષ તો આપ સારી રીતે સમજો છો? પ્યારમાં ફસાવનારી ધનને હરનારી, નરક કુંડના દ્વાર જેવી, પ્રપંચી, લોભી, પૈસાની સગી, નિર્ધનને તજનારી. એવી જે વેસ્યાઓ, તે હને સત્ય વાત ઉચરતી હોય તો પછી પુછવુ શું!

**ભર્તૃહરી**—(ક્રોધથી ધમધમી) અરે પ્રપંચી! પાપીઆ! વ્યભિચારી! પોતાના દોષ ઢાંક ! બીજાના દોષ ઉઘાડા કરે છે? અરે નિચ! નિમકહરામ કુત્રા! તારૂં વાચાળપણું બતાવી તારા કરેલા કૃત્યને ઢાંકવા ચાહે છે કે શું? લંપટી, વિષાંધ, બોલ! સત્ય બોલ (આમ તેમ ખુબ હલાવે છે તેથી હેરાન થઇ.

**હયપાળ**—(મનમાં) સાચું કહેવા શિવાય હવે છુટવાનો એક રસ્તો નથી (ચાસન) આપની રાણી પિં. (કહી બોલતો બંધ થઇ જાય છે. ને થર થરે છે પિં. અક્ષર સાંભળી બીજા બેઠેલા જનો સ્તબ્ધ થઇ એક બીજાની સામું જુએ છે. અને મહારાજના મુખ ઉપર પણ એકદમ શ્યામ શેરડો પડે છે અને આખા અંગમાં અનળ વ્યાપી જાય છે).

**ભર્તૃહરી**—અરે નાદાન; હવે ગભરાય છે કેમ? જે હોય તે ઝટ જણાવી દે.

**હયપાળ**—મહારાજ! આપની પટરાણી પી-પી (બોલતો બંધ થાય છે તેને).

**ભર્તૃહરી**—બોલ પૂરેપુરૂં બોલી દે, નહી તો આ સમશેરને શરણુ થા (તરવાર ઉગામે છે તે જોઇ થરથરી હાથ જોડી).

**હયપાળ—મહેર કર મારી ઉપર બાબરા. એ રાહ.**

કૃપા કરો નૃપ મુજ ઉપર આજ;
ગુનેગાર છું આપનો મહારાજ. કૃપા.
દયા કરજો આ રંક ઉપર;
લાગ્યો છું ફળ આ, પિં-ગ-ળા-ની-પા-સ-કૃપા,

**ભર્તૃહરી**—(તેને ગળામાંથી છોડી દઈ તરવાર મ્યાન કરી).

**ક્ષત્રિ કુલંકની રાહ.**

ધિઃક ધિઃક પાપી ચંડાળ, કૃત્ય આવું તે કેમ કીધુંરે;
હવે આવી બન્યો તારો કાળ, કૃત્ય૦
સિંહ ગુફામાં તું કેમ પેઠો ધાઇ, કૃત્ય૦
હવે કેમ નથી ફાડી ખાશે સાઇ. કૃત્ય૦
ફણિ ધરના દરમાં ઘાલ્યો હાથ. કૃત્ય૦
શું વિચાર કરી મન સાથ. કૃત્ય૦
ગુડ ઝાડ સાથે બીડી તે બાથ. કૃત્ય૦
ક્યાં સુધી પહોચશે તુજ હાથ. કૃત્ય૦
થયો નિમકહરામ નાહાર. કૃત્ય૦
નવ જાણ્યુ આપ પરઘર બાર કૃત્ય૦
અરે દુષ્ટ જા તારૂ મુખ બાળ. કૃત્ય૦
તુને દેખી પ્રગટે અંગ જવાળ. કૃત્ય૦
તુને મારતો નથી આ વાર. કૃત્ય૦
તુ મુજ દેશ છોડી જા બહાર, કૃત્ય૦
મારી જ્યાં સુધી વરતાય આણ. કૃત્ય૦
ત્યાં સુધી ન કરીશ રેહાણ. કૃત્ય૦

(ગદ્ય) જાઓ શીપાઇઓ આ દુષ્ટનુ ઘર બાર લુંટી લઇ તેને માળવાની હદ બહાર લઇ જાઓ (શીપાઇઓ હયપાળને લઇ જાય છે આ બનાવથી ભર્તૃહરી તથા ત્યાં બેઠેલા સર્વ જનો શોકાતુર થાયછે

**નિતિસાગર**—મહારાજા સાહેબ જોયો જોયો આપે સંગારનો સાર જે રાખે સ્ત્રીપર વિશ્વાસ તેનો આવી રીતે થાય નાશ.

**ભર્તૃહરી**—શોકાતુર ચહેરે અને નિસ્તેજ વદને) ખરી વાત ભાઇઓ ! અત્યાર સુધી હું જે કુંભકરણની ઉંઘમાં ઉંઘતો હતો તે આવા વાજીંત્રોના નાદથી જાગૃત થયો છુ હવે મારા લાંબા વખતની ઉંઘ જતી રહી છે ? મારાં કરેલા કૃત્યનો આજે મને પુરો પશ્ચાતાપ થાય છે ઘડી પહેલા આપના બોલો મને કડવા ઔષધ સમાન લાગતા હતા તે હવે અમૃત સમાન જણાયા ધિકાર છે આ સંસારને ભાઇઓ હવે આ સભા વિષે મારૂં ચીત લાગતુ નથી માટે હવે આ સભા વસરજન કરવા ઈચ્છુ છુ )સૌ શોકાતુર વદને જાય છે)

## પ્રવેશ ૨ જો.

## સ્થળ પિંગળાનો મહેલ.

**પાત્ર—પિંગળા કમલતા અને ભર્તૃહરી.**

**કામલતા**—(ગભરાતી ગભરાતી દોડી આવી)બાઇ સાહેબ બાઇ સાહેબ ! બહુ માઠું થયું અને હવે મરવાનો વખત આવ્યો

**પીંગલા**—( ગભરાટથી ) શાથી ! શાથી ? તું આમ ગભરાય છે કેમ ?

**કામલતા**—શું પુછોછો ? હવે તો મોતજ આવ્યું ? આખા નગરમાં વાત પ્રકાશ થઈ ગઇ છે ને આપ તો હજી અજાણ્યા છો એ શું ?

**પીંગળા**—શું છે ! શું છે ! કહે તો ખરી હું તો હજી કાંઇ પણ જાણતી નથી શું રાજ્યાર દુશ્મન ચડી આવે છે ?

**કામલતા**—એવું તો કાંઇ નથી આ તો આપણું અનિષ્ટ થવાનો સમય આવ્યો કાળની અસ્વારી આપણા ઉપર ચડી આવશે એમ મને તો લાગે છે.

**પીંગળા**—(ચીરડાઇને) પણ શું છે કહે તો ખરી એવી શું વાત બની છે ને સાંભળી છે કે જેથી તું આટલી બધી ગભરાય છે ને થથરાટ કરી મુકે છે.

**કામલતા**—નાસવું હોય તો એકદમ નાસો નાસશો તો બચશો નહી તો મહારાજાની સમશેરને શરણ થશો તમારી સઘળી વાત મહારાજા પાસે જાહેર થઇ છે ને તે હમણાંજ આપની પાસે તે વાતની તપાસ કરવા આવશે.

**પીંગલા**—(જરા હસીને) ઓ હોહો ! એમાં તું આટલી ગભરાય છે વાહરે મુર્ખિ ભલેને તે આવે ને તપાસ કરે પણ ટળવા નહી દેવાની કળા તો આપણી પાસેજ છેને ? ભલે ને આખે ગામે જાણ્યું પણ મહારાજાને સમજાવતા શી વાર ? એતો ભોળા ભટ ને ચોખા ચટ જેવા છે એમના મનમાં પેઠેલો સત્ય કાઢતા શી વાર લાગવાની છે પણ આ વાત રાજાજીએ ક્યાંથી જાણી ?

**કામલતા**—હયપાળજીને આપેલું અમરફળ ગુણકા ! હાથમાં આવ્યું ને ગુણકાએ એ ફળ મહારાજા સાહેબને આપ્યું હયપાળજી પાસેથી મળ્યું છે એવું ગુણકાએ કહ્યું.

**પીંગલા** પછી,

**કામલતા**—પછી શું કે ચુણકાને તથા હયપાળજીને દેશની-કાલની સજા !

**પીંગળા**—( આ સાંભળી એકદમ મુર્છિત થઇ જાય છે. કામલતાની આસના વાસનાથી સુદ્ધીમાં આવે છે એટલે વિલાપકરેછે અરે દુષ્ટ ચુણકા ! શું તને મારા સુખમાં અદેખાઇ આવી ? મારી વેરણ કેમ થઇ ? મે તારૂ શુ બગાડયુ હતુ ? તારી પાસે આવેલુ ફળ મને આપી જવુ હતુ તો હુ તને નહાલ કરત અને સુખે રહી સુખ ભોગવત મહારાજાને માનીતી થઇ શુ લહાણુ કહાડયુ બીજાનુ બુરૂ કરતા તારૂજ બુરૂ થયુ અરે રાંડ તે કયા જનમનુ વેર વાળ્યુ ( હયપાળને ઉદ્દેશી ) અરે પ્રિય પ્રાણ ! હવે તમારો વિયોગ મને કેમ સહન થશે ? ( ખુબ રૂવે છે મોજ મજા કોણ કરાવશે ? વિલાસના સુખો હુ કયાંથી પામીશ તમારી શી અવસ્થા હશે ! તમો આ વખતે કયાં ભમતા હશો તમો ભુખથી ટળવળતા હશો ? આ વખતે પ્રભુ શિવાય તમારી સંભાળ લેનાર કોઈ નથી મને જો પરમેશ્વરે પાંખ આપી હોત તો હુ ઉડીને જરૂર તમારી સંભાળ લેવા આવત પણ લાચાર ? જતા જો સમાચાર કહાવ્યા હોત તો તમોને નહી જવા દેતાં ગમે તેમ તમારી ગોઠવણ કરી મારી નજર આગળજ રાખત ( ચોધારે આંસુએ ) અરે હાય ! હવે મારા દીવસ દુ:ખમાં શી રીતે જશે એમ કહી મુર્છિત થાયછે વળી થોડી વારે શુદ્ધિમાં આવે છે.

**કામલતા**—બાઇ સાવધ થાઓ અને સ્વસ્થ થાઓ મહારાજાની સ્વારી આવે છે,

**પિંગળા**—કામલતા તુ કહેતી હતી તે વાત ખરી ઠરી પણ તું જો તો ખરી કે મહારાજાને ગોળાની માફક કેમ ગબડાવુ છુ તે (આંસુ લુછી નાખી તથા મોઢો સાફ કરી ડાવી થઇ બેસે છે, ને મહારાજા પ્રવેશ કરે છે એટલે ઉભી થઇ પ્રણામ કરી બેસારેછે ને જોડમાં પોતે બેસે છે કામલતા બાનુ કાંઈ જતી રહે છે, પ્રાણનાથ ! આજતો બહુ રોકાયારે ?

**ભર્તૃહરી**—હાં આજ બહુ જરૂરીઆતનો કેશ હોવાથી આટલુ મોડુ થઇ ગયુ ને પરિશ્રમ ઘણો પડયો છે દુષ્ટો કેવા દગલબાજને પ્રપંચી ! હાય તોબા ? (પિંગળા ભર્તૃહરીના પગ અને અંગ દાબવા જાય છે એટલે) રહેવા દો રસીલી ! તમારા કોમળ કરોને

ક્યાં તસ્તી આપો છો એ તો આ શરીર દાબવા લાયક છે એ તો મોજમજાને વિલાસ સુખના ભોક્તા છે.

**પીંગલા**—પ્રાણનાથ ! એ સઘળો આપનો પ્રતાપ છેને !

**ભર્તૃહરી**—હા હા ! પણ એ બિચારા અવરને સ્પર્શ કરવા બહુ ચાહે છે,

**પીંગળા**—( સ્મિત હાસ્યથી )એ બિચારા આપના સ્પર્શ વના અવરનો સ્પર્શ કરતાં તો નથી.

**ભર્તૃહરી**—પણ એ સુખે રહેવાવાળાને નિત્ય કામની પ્રવર્તી બહુજ ગમે છે પણ મે તેમોને આપેલુ અમરફળ લાવોને !

**પિંગલા**—કેમ વળી તેનુ આજે શુ કામ પડયું છે ! શુ આજ સુધી તે બેશી રહેતુ હશે ! તમે ખાવા આપ્યુ હતુ કે રાખી મુકવા !

**ભર્તૃહરી**—ના ખાવા આપ્યું તો હતુ.

**પિંગલા**—ત્યારે તો હુ ખાઇ ગઇ મને શી ખબર કે તમે પાછું માગસો આવી ખબર હોત તો હું જુઠી આરોગી શુ કરવા બનત રહેવા દેત નહી.

**ભર્તૃહરી**—વાહ તમે આસન કરી ગયાં તે તો ઠીક કર્યું અને તેજ માટે તે ફળ તમને આપેલુ હતુ પણ તમે તે ફળ દાંતે તોડી ખાઇ ગયા કે કાંઇ હથીઆરથી કાપી ખાઇ ગયા ! અને તેનો ઠળીઓ તથા છીલટાં વગેરે રહેવા દીધા છે કે !

**પીંગલા**—આશ્ચર્ય જેવો ડોળ મંદ હાસ્યથી ) પ્યારા નાથ અપ આવા વિચિત્ર સવાલ કેમ કરો છો ? આજ કાંઇ કેફી વસ્તુ ખાધી છેક શુ ?

**ભર્તૃહરી**—હા ! હા ! ખાધી નથી પણ પીધા છે પણ કહો તો ખરા કે તમે તે શા રીતે ખાધુ ?

**પિંગળા**—( સક્રોધથી ) જે રીતે ખવાતુ હશે તે રીતે ખાધુ એમાં આટલી બધી શી પચાત?

**ભર્તૃહરી**—(મનમાં) કેવો કરેરૂ બજાવે છે ! પણ ખબર નથી કે હમણા તે સઘળુ હવાની માફક ઉડી જશે (ચાસન) આમ છણકાઓ છો શુ ? કહો તો ખરાં.

**પિંગળા**—( નસકોરા ફુલાવી ) છરીથી વળી બીજા શાથી ખાધું હશે.

**ભર્તૃહરી**—છરી લાવો જોઇએ

પીંગળા—( ગુસ્સાથી ) વળી છરીનુ શુ કામ ! કોણ જાણે તે તો કયાંયે પડી હશે.

ભર્તૃહરી—તમે કેમ આજ વિચિત્ર સ્વભાવ વાળાં જણાઓ છો જે પુછુ છુ તેનો બરાબર ઉંતર આપતા નથી અને ઉલટા સામા છણકા કરો છો છરીનુ કામ ફકત એટલુજ છે કે તે ફળ આપનારે કીધુ છે કે જે હથિઆરથી આ ફળ કાપશો તે હથીઆર જે કોઇ અમુલ્ય ચીજ થઈ જશે. એવો તેનો પ્રભાવ છે તે જોવા માટેજ હુ છરી માગુ છુ વહાલી !

ભર્તૃહરી—(જરા રકત નેત્રે ક્રોધાતુર ન થાઓ ? હું પુછું તેનો બરાબર જવાબ આપો ખાઓ જોઇએ મારા સમ.

પીંગળા—ખાવુ હોયતો આપના સમછે.

ભર્તૃહરી—મારે ગળે હાથ મુકો તોં ખરૂ માનું.

પીંગળા—(ભર્તૃહરીના ગળે હાથ મુકી)લ્યો હવે કાંઇ. આવા વહેમી કયાંથી થયા છો જાઓ મારા સાહેબ છેક તે અ-વિશ્વાશી થતા હતશુ .

ભર્તૃહરી—(આવા ઉંડાઉં જવાબ સાંભળી એકદમ ક્રોધથી રકત થઇ ફળ બતાવીને ) બોલ ત્યારે આ ફળ કયાંથી આવ્યુ ?

પીંગળા—(ફળ જોઇ ગભરાયછે પણ હિમત રાખી ) શું દુનિયામાં આવુ એકજ ફળ થતું હશે બીજા નહિ થતા હોય ? (ક્રોધથી) કયાંથી આવ્યું એ મને શુ પુછો છો.

ભર્તૃહરી—(ક્રોધથી ) પ્રપંચની પુતળી ! તારો દમામક જવા દેને સાચે સાચુ કહે: કે આ ફળ તેં કોને આપ્યું હતું. ?

પીંગળા—(જરા રકત નેત્રે) આવા કટુ બોલ બોલી કેમ મારા દેહને દમોછો હુ શું કરવા બીજાને આપુ ! આપના કરતાં બીજા કોણ મને વહાલા છે

ભર્તૃહરી—(ક્રોધથી) છાની રહે કાળા કૃત્ય કરનારી કુત્રી ? તારાં નીચ કૃત્ય છુપાવવા મને હવે વધારે ના છેતર. ?

પીંગળા—(જોસથી) આ શુ બોલોછો સ્વામીનાથ ? આપ કોઇના ભમાવ્યાથી ભમી ભુલ ખાઇ શાને વચન પ્રહાર કરો છો ?

ભર્તૃહરી—અરે બસ ! બસ ! નિચ વ્યભીચારણી ? તારી ઝેરી ઝબાન બંધ કર પોતાની કસુર કબુલ નહી કરતા બીજાને શીર શાને આરોપ મુકે ? છે બોલ ! સત્ય બોલ ? આ ફળ તેં કોને આપ્યું હતું ?

**પીંગળા**—( ભરતુહરીના ક્રોધથી દમ નહી ખાતાં) મે તો કોઈને નથી આપ્યુ આપ્યા વિના શુ બોલુ.?

**ભર્તૃહરી**—ત્યારે ક્યાંથી આવ્યુ ?

**પીંગળા**—મને શી ખબર પડે (નરમાશથી) કદાચને અહિંથી કોઈ ચોરી ગયું હોય ને તે આપની પાસે કોઈ લાવ્યુ હોય તો કોણ જાણે.

**ભર્તૃહરી** તે તો તુ પ્રથમ કહી ચુકી કે મેં ખાધુ છે તો પછી ચોરાઈ ક્યાંથી જાય ?

**પીંગળા**—બીજા ફળોની સાથે તેને મુક્યુ હતુ તે ફળો મેં રાતના સમય ખાધેલા તેથી તે કદાચ રહી ગયુ હોય તો શી ખબર

**ભર્તૃહરી**—(ક્રોધથી ધમધમી) અરે દુષ્ટ આશયવાળી નાર કપટ બધુ ક્યાપ ગયુ છે શા સારૂ અવળુ બોલી પ્રપંચ લડાવે છે બોલ સાચુ બોલીશ તો શિક્ષાથી મુક્ત થઇશ (પિંગળા નહી બોલવાથી ) કેમ મુગી રહી હમણાતો તડાક તડાક જવાબ દેતીથીને

**પીંગળા**—( નરમ પડી રડવા જેવો ચહેરો કરી ) સ્વામીનાથ અબળાપર આ શો અપરાધ ખોટી હઠ કરી બિન ગુનેગાહને જોર જુલમથી ગુનો કબુલ કરાવી ગુનેગાર બનાવવો એ ક્યાંની રીત ? આપ શાણા થઇ આ શુ આદરી બેઠા છો ?

**ભર્તૃહરી**—આવા વચન સાંભળી મ્યાનમાંથી તરવાર કાઢી

ક્ષત્રિ કલકની રાહ.

એ દુષ્ટ પાપીણી ભુંડી નાર વ્યભીચારી તુ કેમ થઇરે

| | |
|---|---|
| તારા જીવતરને ધિક્કાર | વ્યભીચારી૰ |
| કેમ વિસારી તે માનને તાત | વ્યભીચારી૰ |
| વળી લગ્નવ્યા તે સસરા તાત | વ્યભીચારી૰ |
| તુને કેમ સઝ્યુ આવુ કામ | વ્યભીચારી૰ |
| ને કેમ ભિડી કરવા હામ? | વ્યભીચારી૰ |
| મને તજી નિચથી માન્યુ સુખ. | વ્યભીચારી૰ |
| નહોતો તજતો વડી તારૂ મુખ. | વ્યભીચારી૰ |
| લુબ્ધ થયો તાહામાં હે નાર | વ્યભીચારી૰ |
| તેનો બતાવી આપ્યો તે મુને સાર | વ્યભીચારી૰ |
| કહી નીચ સ્ત્રીની જાત, | વ્યભીચારી૰ |
| એવી ઘણા ગ્રંથોમાં છે વાત, | વ્યભીચારી૰ |
| તને કેમ ન આવી શરમ? | વ્યભીચારી૰ |

કેમ ભુલી તું સ્ત્રિનો ધર્મ ? વ્યભીચારી०
તુજ વેણુથી તજ્યો મેં ભ્રાત, વ્યભીચારી०
હવે આજથી છે તું મુજ માત, વ્યભીચારી०

(ગદ્ય) કાળાં કૃત્યને કરનારી કુલટા ! સ્ત્રી હત્યાના દોષને લીધે તને આ સમશેરને શરણુ કરતો નથી પણ આજથી તારૂ પાપી મુખ જોવું મારે હરામ છે, તેમ રાજપાટ અને સર્વ સંસાર સુખ, સર્પની કાંચળીની જેમ તારા દુષ્ટ કર્મથી તજું છું. માળવાની જમીનને તળાંજળી આપું છું. દુષ્ટ ! હવે તારી મરજીમાં આવે તેમ ચાલજે હું જાઉં છું. ( ભર્તૃહરી જાય છે ને પિંગળા મુર્છિત થઇ જમીન ઉપર પડે છે. )"

## પ્રવેશ ૫ મો.

### સ્થળ—વિચાર ભુવન.

પાત્ર—ભર્તૃહરી એકલો.

ભર્તૃહરી—( સોરઠ ગજલ) અગર નથી પદ્મણી જેના ઘર,
વિષે ધિઃકાર છે તે જનને એ રાહ.
પ્રિયા તુને ધિકાર છે, સત કોટીવાર ધિકારરે.
પતિવ્રતા તુને જાણતો, અરે નિવડી તું નાદાનરે. પ્રિયા.
નથી નારી સગી કોઇની, જાણજો જન તે નકી;
વિષયમાં એ અંધ થઇ, ન જાણે ઉજળ અંધારરે. પ્રિયા.
સ્ત્રિની મતિ પાનીએ, એ છે અજ્ઞાની જાતરે;
મન ગમતો નર નક્કિ તે માણે, મનમાં નહિ કંઇ વિચારરે.
લાજ વહાલી નહી તેહને, છે બુદ્ધિ હીન ગમારરે. પ્રિયા.
અશ્વના રક્ષણહારની, સાથે તું રમી જારરે;
મુજ ભૂપને તું મુકીને, નીચ સાથે કેમ થઇ તું તૈયારરે પ્રિયા.
નહીં આવી કાંઇ શર્મ તુને, કે આ શું કરૂં કાજરે;
તુંજ માટ ભ્રાતને મેં તજ્યો, એ દુષ્ટ તને ધિકારરે. પ્રિયા.

( ગદ્ય ) અરે કુલટા ! આવી સઘળી સાહ્યબીના સ્વામિને તજી અશ્વલાદ અને મુતર ઉડાવનારના પ્યારમાં પડી ? અરે કુકર્મને કરનારી તારો આવોજ આશય હતો તો પ્રથમ મને જીવતો મારી નાખી તારે ગમે તેમ કરવું હતું. તારી નીચ વૃતિને લીધે મને રમકડાની પેઠે રમાડી મારૂં સર્વસ્વ હરી લીધું છે. તારા રતિ સુખને માટે મારા શીર અતિ દુખનો બોજો મુકયો છે. અરે દુષ્ટા તે

કાળે ફેર કરી મારી સુદ્ધ બુદ્ધ હરી મને ચેતન રહિત કર્યો છે. તું નારી નહી પણ જંગલમાં વસી જીવોના પ્રાણ હરનારી નાહારી સમાન છું. તારા ચરિત્રરૂપી પટો મારી આંખે બાંધવાથી હું કાંઈ કળી ન શકયો તારા ખોટા હાવભાવને હું સાચા માની એક બંદીવાન તરીકે તારી હાજરીમાં રહ્યો વિશ્વાસને વશ થઇ તેં નચાવ્યો તેમ નાચ્યો અરે દુરાચરણી તેં તારી મન કોરાડીથી મારા સુખ વૃક્ષનું છેદન કર્યું. અરે અધમા અધમ ! પાપણી ! સહાદર દ્રોહી ! મારા ભ્રાતનો તારા દુરાચારના યોગે વિયોગ કરાવ્યો. અરે પિશાચણી તારા કેટલા અવગુણ લક્ષમાં લાવું તારા આવા કૃત્યથી વગર અગ્નિએ મારૂં અંગ ભડ ભડ બળે છે.

સ્ત્રિઓના ચરિત્ર અજાયબ છે. તેઓ તેમાં કુશળને પાવરધી છે. તેઓનાં ચરિત્રથી ગમે તેવા હીમતવાન પુરૂષને પથ હડાવી નાખે છે નિચ સ્વભાવવાળી જે હરનીશ પર પુરૂષને ધ્યાને વરનારી તે પોતાના પુરૂષને મારી નાખવામાં ચુકતી નથી. અસત્વ વદવામાં પુરેપુરી પ્રવીણ અને સહેજ કહેતામાં આંખે પાણી લાવવામાં અતિ હુશિયાર હોય છે ગમે તેટલી ડાહી પણ નાની પુરૂષોએ તેની શિખામણ વગર વિચારે ગૃહણ કરવી ઉચિત નથી લાગે ચરિત્રથી ભરેલી, નિચ સાથે પ્રિતને જોડનારી, કઠણ હૃદયાવાળી, કુમતિથી ભરેલી, મમા કરવામાં મશહુર, ગરજ વખતે ગરીબાઇ બતાવનારી, પોતાના સ્વામી સાથે બાથ ભીડનારી, સહેજ વાતમાં શ્રાપ દેનારી, શિરપર આળ ચડાવવા પાછું વાળી નહી જોનારી, પોતાની જુવાનીનાં પુરૂષને વશ રાખનારી, રીઝમાં ચરણને ચાંપનારી. રીસમાં મરણને શરણ કરનારી ભોળવી સર્વ હરનારી તેમજ કામવશ થઇ ન્યાલ કરનારી, નર્કનું દ્વાર, કલેશનું ઘર, પાપનું સ્થાન, સ્વર્પનું આડાહણ, નિચ વૃતિનો ભંડાર, કુથલીનો આકાર, એવી નિચ સ્ત્રિઓની તરાંપમાં જે પુરૂષ સપડાય છે તેઓનું જીવતર ફોગટ છે. વિષની વેલી, અને અનેક અવગુણોથી ભરેલી એવી પ્રેમદાઓની પ્રીતમાં પડશે તે મારાથી પણ અધિક દુઃખના ડુંગર તળે ચગદાઇ મરસે. માટે કુલટા સ્ત્રિઓનો સર્વથા ત્યાગ કરવો એજ ઉતમ છે. (આંખમાં આંસુ લાવી ) અરે હાય ! દુષ્ટ હું તારા કેટલા અવગુણો સંભારૂં ! તારા કૃત્યનું સ્મરણ થતાં મારૂ ચિત ચીરાય છે અને રોમે રોમે ક્રોધાનળ પ્રગટી મારી નસેનસ ભસ્મિભુત કરે છે. અરે નિચ વૃતિની મારા પ્યારા બંધુનો પણ વિયોગ કરાવવામાં ચુકી નહી ? અરે હાય

(રડતો રડતો) સહીયર દુખ શું દાખવું. એ રાહ.

હાય બંધુ હાય હાયરે, કીધો દેશ નિકાલ;
આવ દોડીને આંહી તું, મળવા મુને હાલ. હાય.
કડું વચનનો માર દઇ, કાઢયો હાલ બેહાલ;
માફ કરજે તું ભ્રાતને, તારો સમાવી કાળ. હાય.
પાપી પીંગળાના પ્રબોધથી, મુકયો માથે આરોપ;
એહ દુષ્ટાએ બહુ કર્યો, ભાઇ મારારે કોપ. હાય.
આવીને રાજ સંભાળજે, પ્રજા પુત્ર સમાન;
અદલ ન્યાય તું તોળજે, રાખી દીલમાં ભાન. હાય.
પીંગળાના દુષ્ટ કૃત્યથી, તજુ ભાઇ આ રાજ;
કરશો ન વિશ્વાસ ત્રિયાનો, કહું આર્ય સમાજ. હાય.

(ગદ્ય) બંધુ! બંધુ મેં મારી અજ્ઞાનતાએ તને દેશવટાનું ભારે દુખદાઇ મોટી ભુલ કરી છે. તારા તે વખતના માર્મિકવચનો નો સાર નહી સમજ્યો તેથી આવો વખત આવ્યો છે, તને દેશનિકાલ કરતી વખતના વાકયો તે વખતે પ્રહાર સમ જણાતા હતા તે આ સમયે દરેક દરેક બોલ અમૃતમય લાગે છે, અરે ભાઇ! હું કેવો અધિક કે તારો મારા ઉપર કરેલો સઘળો ઉપકાર ભુલી જઇ વિષયમાં અંધ થઇ તને નાહક દુખ સાગરમાં જંપલાવી દીધો. અરે વિક્રમા! તેનો બદલો આ સમયે આવી તું તારી સમશેરથી વાળ. કુલટાની પ્રપંચ જાળથી ફસાઇ તારા સુખનું સત્યાનાશ વાળનારને એકદમ રેશી નાખ! અરે વહાલા બંધુ! તારી શી દશા હશે! તેં કોઇ દિવસ તાપ તડકા નથી જોએલા અને નહી અનુભવેલા તેનું અસહ્ય સંકટ કેવી રીતે સહન કરતો હઇશ? ઘણાં ફાડી ખાનારા અને જીવ લહેણ પણ પક્ષીઓ આમ તેમ ઘુમી આનંદમાં ફરનારા એવા નિરંજન વનને તે શી રીતે પ્રસાર કર્યા હશે શું તને કોઈ દુષ્ટ પ્રાણીએ તારા આત્માને દેહથી જુદો તો નહી કર્યો હોય? ધિક્કાર છે તારા વિષયાંધ ભાઇને કે કામને વશ થઇને કમજાત કામનીના કહેણથી તને કડુ વચનનો પ્રહાર દઇ રખડતો રઝળતો કર્યો. જો આ શમયે તારા સુખદ સમાચાર કોઇકથી મળે તો બળતી અગ્નિ કાંઇક શાંત પામે, અને તે રૂડા સમાચાર આપનારનારનાં દરિદ્ર દુર કરી નાખું. અરેરે! તારા સુખદ સમાચાર સાંભળવાનું આ કર્ણ ના ભાગ્યમાં કયાંથી હોય? અહો મારા પ્યારા બંધુ! આ વખત તું કયાં હઇશ? હું તને હવે મારી ચર્મ ચક્ષુથી

ક્યારે જોઇશ ? અરે વહાલા ! તને થોડીજ ખબર છે કે તારી દુ-ર્દશા કરનાર ભાઇની શી અવસ્થા થઇ છે ? જે અપાર સુખનો ભોક્તા હતો તે અત્યારે અનંત દુખના દાવાનળમાં બળ્યાં કરે છે. તું આવ, ભેટ અને તારાપર કરેલા અપકારનો બદલો લે, આ માળ વાની પાયમાલી થતી ગાદીને સંભાળ ને નધણીઆતિ પ્રજાનો સ્વામી થા. હવે આ તારો કામાંધ ભાઇ કાંઇ પણ કામને લાયક રહ્યો નથી.

વિષય ! તેં તારા પંજામાં અનેક જનોને સપડાવી તેઓના જાન માલનું, તેઓની કીર્તીનું, ધનનું અને સર્વ રાજ્ય રીદ્ધિનું નિ-કંદન કર્યું છે. તારામાં લુબ્ધ થએલા નરો, માત, બેન કે દીકરીની ખાટને જોઇ શકયા નથી મોટા મોટા દેવો પણ તારી અપાર શ-ક્તિને તાબે થઇ ગયા છે તો પછી પામરનું શું ગજુ ! અરે દુષ્ટ કામ ! તારૂ નામ સાંભળતાંજ મને કંપારી છુટે છે. મારૂં નિકંદન ક-રનાર; તથા મારા ભ્રાતથી જુદો પડાવનાર પણ તુંજ છે. અરે મેં તારૂં શું બગાડ્યું હતું ? કે મારા ઉપર પણ ત્રાપ મારવા ચુક્યો નહીં. જે તારૂ સેવન કરે તેનું આ ફળ ? બીજા દેવોનું સેવન અને સમરણ કરવાથી અસહ્ય સંકટ નિવારી અપાર સુખને આપે છે ને તું તો તેથી વિપરિત ચાલે છે. તારૂ સ્મરણ માત્ર દુખદાઇ છે, તો સેવન કર્યાથી શું ન કરી શકે ? પંડિત પુરૂષોએ તને ધિકાર્યો છે, તથા શિવજીએ તને ભસ્મ કર્યો છે, તે શિક્ષાને તું યોગ્યજ છે. તારો આભાસ ફક્ત આટલો જુલમ કરે છે, તો તું પોતે સાક્ષાત હોય તો કોણ જાણે કેવો દાટ વાળે! ધિક્કાર છે પાપી તને ! તું દેવ નહી પણ દાનવ છું ! ચોર છું ! ચંડાળ છું ! જુગારી છુ, ! હિંસક છું, મદીરાવત છું એવી એવી રીતે અનેક અવગુણોથી ભરેલો છું. તને જે પુરૂષ પોસે છે તેને પણ ધિક્કાર તથા તને જે બહુ માન આપે છે તેને પણ ધિક્કાર છે. કારણ કે તું તો નર્કમાં લઇ જનાર સથવારો છું. સ્વર્ગ સુખને અટકાવનારા એવા હે કામ ! તને છેલ્લા પ્રણામ છે. જેઓ એકેક ઇંદ્રીના વશ થવાથી મહા દુખ તથા મરણના શરણ થાય છે તો મનુષ્ય પાંચે ઇંદ્રીના વહેપારથી કેમ અસહ્ય સંકટ ન પામે ?

આ સંસાર પણ અસાર છે, તેમાં લુબ્ધ રહેનારને જમનો માર ખાઇ નર્કની વેદના શહન કરવી પડે છે. તેમાં અને અપવા-

દોનો બોજો શીરપર આવી અપકીર્તિને આપવાવાળો છે. આ અ-સ્થીર સંસાર કામ, ક્રોધ, લોભ માન અને માયાથી ભરેલો છે, તેમ અનેક કષ્ટોને આપવાવાળો છે, એવા સંસારપર મમતાં રાખનારને ધિક્કાર છે.

આ નાશવંત સંસારમાં જે પ્રાણીઓ મારૂં મારૂં કરી મનને અતિ સંતાપે છે, પણ હે ચેતન એ તો તારૂં તલભાર પણ નથી. એ તો જ્યાં છે ત્યાંનું ત્યાંજ રહેવાનું છે. ફોકટ શાને ફાંફાં મારે છે.

અરે પ્રાણીઆ ! સંસારમાં જન્મી તેં શું સાર્થક કર્યું ? આખો ભવ કામ, કરોધ લોભ, મોહ, મમતા ને મત્સરને વશ થઇ એળે ગુમાવ્યો. કંચન કામનીમાં લબ્ધ થઈ પરમાત્માને ન પી-છાન્યા એક ઘડી પણ તેની ભક્તિ ન કરી. મરણ હમેશાં પગતળે રહે છે. અને કાળચક્ર હમેશાં શિરપર ધુમે છે. તેઓ ઓચિંતા આવી પોતાના સપાટામાં કયારે સપડાવી નાખશે, તેની જરાએ ખ-બર પડતી નથી. આજ સુધીમાં મનુષ્યનો શો ધર્મ છે તે તેં ના પિછાણ્યો ? અનેક રાગ રંગમાં દોરાઇ જે કરવાનું તે તેં ના કર્યું ? હાય ! હવે મારી શી વલે થશે ? આખી જીંદગીમાં કાંઈ પણ સુકૃત્ય કર્યું નથી, તેમજ પ્રભુ ભક્તિમાં જરા પણ વખત ગાળ્યો નથી, તેમ ચિત્તમાં જરા પણ ચિંતવન કર્યું નથી. આખો ભવ મોજમજામાં ને વિલાસ સુખમાં કાઢયો તેનું આ સંસારમાં તો આ ફલ મળ્યું; પણ હવે પ્રભુ પાસે કેવી શિક્ષાને પાત્ર થઇશ ? મેં બેવકુફે જરાપણ વિચાર નહી કીધો ? અને છેકજ અંધ બની ગયો ? આ ગંદી કાયા ઉપર રાગવાન થઇ તેને તેલ, અત્તર વિગેરે સુગંધીદાર પદાર્થો લગાવી, તથા સુવસ્ત્ર અને અલંકારથી શોભાયમાન કરી મિષ્ટ ભો-જન અને નિર્મળ જળથી સતોષી છે. પણ જરાએ તેને ધર્મ કૃત્યમાં જોડી નથી, તેમ ધન પણ એકઠું કર્યું, અને તેને વિષય સુખ વિગેરે મોજશોખમાં લગાવ્યું પણ ધર્મ કાર્યમાં જરાએ પણ જોડયું નહી અરે ધિક્કાર છે મારી મનોવૃત્તિને ! આ સંસાર નાશવંત છે એવું જ્ઞાનીઓના મુખથી ઘણીવાર સાંભળેલું તેની આજ મને પક્કિ ખાત્રી થઈ હું જેને મારી વસ્તુ સમજતો હતો તેતો પરાઇ જણાઈ.

અહોહો ! આ સંસારનું આવું સ્વરૂપ છે ! આલોચતાં માંહે પોલંપોલજ માલુમ પડે છે ને ! આ બધો ડાક ડમાળ ઉપરનોજ છે ને શું ? કોની સ્ત્રિ, કોના ભાઈ, અને કોના સહોદર આ તો

બધી મોહજાળને ભ્રમજાળ છેને શું ? આ જીવતો એકલોજ જન્માય છે ને એકલો આવી એકલો જનાર છે. મેં તો આજ સુધી જુઠી ભ્રમણામાં ખોટાં ગોથાં ખાધાં. આ ધન, દોલત, રૂપ. રંગ અને શરીર સૌ નાશવંત છે તો તે હવે સમજાયું. શી તેનાપર મમતા ! અને કેવી તેનાપર રસાકશી ? શું મારૂં ? અહાહા ! સંસારની શી અજબ માયા છે ? કાજળ સમ કામની ઓરડીમાં પેશીગુલતાન બની કાળાશ લાગવાનો ભય ન રાખી નાદાન બન્યો ? કેવી મુર્ખતા ? મળ મુત્ર અને વિષ્ટા વિગેરે દુરગંધ પદાર્થોથી ભરી અને અનેક રોગોથી ભરપુર એવી અસુરી કાયામાં અંધ બની તેમાં પરમ સુખ માની સ્વર્ગ સુખની જરાએ લાલશા ન રાખી ? અરે કેવી મોટી ભુલ છે ? હવે આવા અસ્થિર સંસારમાં વધારે વાર ન રોકાતો કોઇ જ્ઞાની ગુરૂ મેળવી તેમની ઉપાસના કરી પરમ સુખને પ્રાપ્ત કરૂં. ચાલ મનડા ! સર્વ મોહમાયા તજી દે. ( જાય છે. )

## પ્રવેશ ૪ થો.

### સ્થળ યોગાશ્રમ.

પાત્ર—કેટલાક યોગીઓ અને પાછળથી ભર્તૃહરી.

**સર્વ સાધુઓ**—(ઇશ્વરનું ભજન કરે છે) ધરો નિરંજન ધ્યાન એ રાહ.

ધ્યાન એક ઇશ તણું ધરનારે (૨)
આ સંસારમાંહી ખરેખર મરનારે.
જપો સદા નિરંજન નામ, (૨)
એવી આયગા સાથ આપણી, દુજા ન આવે કામ.
તજ સગા માત બેન ભાઇરે, (૨)
પુત્ર પુત્રીને ભાઈ બનેવી, ખોટી એ સગાઇ.
ખોટી હે ધન દોલત માયારે, (૨)
રોમ રોમ હે રોગ ભરેલી, એ કચ્ચી કાયા.
સત્ય એમ હરી નામ સચ્ચારે, (૨)
એ બિના આ જગતમાંહી હે, ખરે સર્વ કચ્ચા.

**ભર્તૃહરી**—(ગુપ્ત ઉભો રહી ચર્ચા જોતો હતો તે મનમાં) જણાય છે તો મહાત્માઓ, અને ધર્મમુર્તિઓ ! આમની પાસે યોગ લેવામાં કોઇ જાતનો સંદેહ નથી. લાવ, ઝટ જાહેર થઈ તેમની પાસે જઇ યોગ ગ્રહણ કરી આત્માનો ઉદ્ધાર કરૂં. ( જોગીઓની નજીક જઈ બે હાથ જોડી સર્વને નમસ્કાર કરે છે ) નમો નારાયણ ! ( રાજ્ય પોશાક ભર્તૃહરીને આવેલો જોઈ બધા અજબ પામે છે )

**ગોરખનાથ**—ક્યું બચ્ચા ! ઇધર કાયકું આયા હૈ ?

**ભર્તૃહરી**—આપના ચરણની હરનિશ સેવા કરવા માટે.

**ગોરખનાથ**—હમારે આશ્રમમેં સંસારી જીવકા કુછ કામ નહી.

**ભર્તૃહરી**—ગુરૂરાજ એ સંસારનો ત્યાગ કરૂં તો તો રહેવા દેશોને ?

**મછેંદ્રનાથ**—ક્યા અર્જ ? મગર સંસારકી મોહ જાલસેં નીકલના બડ મુશ્કેલ હૈ. કહેના સીધા હૈ, મગર ચલના બહોત ભારી હૈ.

**ભર્તૃહરી**—યોગીરાજ આપનું કહેવું યથાર્થ છે. પણ સંસારથી કંટાળેલો પ્રાણી ફરીવાર તેને ગણતો નથી.

**ગોરખનાથ**—જયાંતક લપા હુવા દુખકા સમરન હોતા હૈ વાં તક સંસારપર વૈરાગ્ય આતા પન જયાં દુખ ભુલા પિછે વોહીના વોહી.

**ભર્તૃહરી**—બધાં એવા નબળા ન હોય.

**નારણભારથી**—અચ્છા. મરંરં હમારા ધર્મ પલાયન થઇ જાયગા. !

**ભર્તૃહરી**—ઇશ્વરકૃપાથી અને ગુરૂ મહારાજની સમદ્રષ્ટીથી સૌ થશે મહારાજ !

**ગોરખનાથ**—તુમ કોન હો ઉસકા પહેલા બરનન કરો પીછે બિચાર કર યોગ દીયા જાયગા.

**ભર્તૃહરી**—યોગીરાજ ? હું માળવાનો રાજા ભર્તૃહરી છું (ભરથરી નામ સાંભળતાંજ બધાં સ્તબ્ધ થઇ અરસ પરસ એક બીજાના સામુ જુએ છે.)

**કંથડનાથ**—જબ તો તુમારેશે કુછ ન હોગા.

**માણેકનાથ**—અરે વો કયા ભેખ પાવેગા.

**નારણભારથી**—સત્ય હૈ માણેકનાથ ! વો ચાર દીન રહે કર અપની ક્રિયા દેખકર ભગ જાયગા.

**ગુલાબદાસ**—હાં હાં સત્ય બાત હૈ. યોગ પાલના ઓર ક્રિયાવાન હોના વો કુછ લડકેકા ખેલ નહી હય. વો તો બડા શ્રદ્ધાવાન નરોકા કામ હયે.

**આગ્નગુ**—મહારાજા સાહેબ ! તમારે તે આશું ? આપને તે યોગ શોભે ? આપ તો રંગ મહેલમાં રહેવાવાળા તે આવી ઝુંપડીમાં રહી શકાય કેમ ? જાઓ મારા સાહેબ ! જેવા આવ્યા તેવાં સીધા ઘેર.

**ગોરખનાથ**—(બ્રાહ્મણને ધમકાવીને) ચુપ બેઠ રહો. (ભર્તૃહરીને) તુમ રાજા બાબુસેં યોગ પાલના બડા મુસ્કીલ હોગા. તુમ લોક બડે બડે શૃંગારે હુવે મહેલમેં રહેને વાલેસેં અ઼ી કુટી ફુટી ઝુંપડીમેં કેસા રહે જાયગા? ઔર સુંદર સુંદરીઓકે સંગ અનેક વિલાસ સુખ ભોગે હોંગે ઉસકું બિલકુલ સર્વથા ત્યાગ કર્યાં કર હોગા ઉંચે ઉંચે કામકે કપડે ઔર ઉમદા ઉમદા રૂઇસેં ભરે હુવે ગદે ઔર ઉપર અચ્છી બારીક ઔર મુલાયમ કપડેકી ચદર બિછાકર લોટે હોંગે ઉસસે કયું કર એક સુકી તુટી ધાબલી બિછાકે સોના ઠીક પડેગા? ઔર કીસ તરહસે નિંદ આયગી? અછે અછે સ્વાદિષ્ટ મધુર ભોજન ખટરસકે સાથ જીમે હોંગે તો એહી વનકા નિરસ ફલ કેસા ખાયા જાયગા? જીને ઝવેર ઔર ઊમદા કપડા કપડા અંગ ઉપર કીયા હે. ઉસ્સે કયું કર ફુટી તુટી ગેરૂ રંગ શે રંગી હુઇ માદક કપડેકી કફની પહેરી જાયગી? ખુલ્લાં પાઉસેં ફીરના, શીર ખુલ્લાં રખના, વસ્તીમેં ચલ કે જાકર ભિક્ષા માંગ કર લાકે હાથશેં બનાકે રોટી ખાવા વો તુમારે સો કેસા હો શકેગાં પિછે પસ્તાના ઔર મહે હુવ કુ છોડના ઓ અચ્છી બાત નહી. જો કાર્ય કરો ઉસીકા પહેલા બિચાર કરોગે તો પીછેસે પસ્તાવા નહી હોગા; ઔર જંગમેં હાંસી ન પાઓગે યોગ સાધન કુછ એજ બાત નહી હે પછી તુમ જાનો.

**ભર્તુહરી**—યોગીશ્વર! આપનું કહેવું યથાર્થ છે. પણ મને તો સંસારનો પુરેપુરો અનુભવ થઇ ચુક્યો છે તેથી હવે હું વૈરાગ્ય થી ડગવાનો નથી. માટે આપ કોઇ જાતનો સંદેહ નહીં રાખતાં મને ખુશીથી યોગ આપો.

**કંથડનાથ**—ગુરૂ મહારાજ, એસે રાજાઓકું યોગ દેના વ્યાજબી નહી હય જ્યાં તક અપના ધર્મકા અનુભવ હુવા નહી હે વાં તક યોગ લેનેકી હીંમત રખેગા. મગર જ્યાં રાતો દીન ક્રીયા કરની પડેગી ઔર શાસ્ત્ર પઢના પડેગા, ઓ સબ બાતકી મહેનત દેખકે ચુપ ચાપ ભાગ જાયગા; ઔર આપકી જન્માતકા નામ બદનામ હોગા. આલોચિએગા પીછે આપ માલીક હો.

**ગોરખનાથ**—(વિચારીને) હાં, હાં, સચ બાત હે હય? (ભર્તૃહરીને) જાઓ તુમ ઓરકી પાસ, અમસે તો તુમારે લોગશે ભેખ દીયા નહી જાયગા.

**ભર્તુહરિ**—(ના કહેવાથી નીરાશ થઇ બે હાથ જોડી વિનવે છે).

દયાળુ દેવ કૃપાળુ તુ એ રાહ.
અરે સાધુ જન, આવ્યે તુમ પાસ;
કરો નહી મને, તમેરે નિરાસ; અરે.
આપીને યોગ, ઉતારો પાર;
નથી વા'લો, મુને સંસાર. અરે.
ખરૂં ઇસનું, છે સાચુ નામ;
જપુ હું સદા, હવે રામરામ અરે.
નથી લાગતું, કાંઇ વહાલું;
ધરીને ભેખ, માલા જાલુ; અરે.
કરીને કૃપા બાપા આપો ભેખ
ભજી ઇસ હું, જગાવુ અલેખ; અરે.
સમાધિ કરૂં, જરા નવ ડરૂં,
કરો આગ્ના, તે ઝટ હું કરૂં. અરે.
કરો જો વાર થાઉ દીલગીર;
આપો યોગ આપ ચડાવુ એ શીર. અરે.

**મછેંદ્રનાથ**—ગુરૂ મહારાજ ! જબ વો ભેખ લેનેકા ઇતકા ઉસ્સુક હયે તો ઠીક હયે અબ ભેખ દેદો, ઓર જબ ઉસકી રાનિ ઓકી પાસસેં ભીક્ષા લેકર હાસ ઉસ હાલતમેં ઓર ઉમંગમે હયે વઇસાઇ પીછે આવે તો ગુરૂમંત્ર દેના.

**માણેકનાથ**- હાહા! સત બાત હે ગુરૂ મહારાજ ! મંછેદ્રના થકા બિચાર ઠીક હયે ભેખ દીજીએ અરજા મત કીજીએ

**કંથડનાથ**—ઇતની જેમત ઉઠનેકા કયા હાંસલ હયે એસેકુ ! દીક્ષા દેની ઓર ઉસકી તકેદારી કરની ? આપની જમાતમે એક કમતી હુઆ તો કયા ઓર એક બડતી હુવા તો કયા ? કહાં ભીક્ષા લાને વાલા કમતી હય ? કે ઇતની ઉનકી જેમત ઉઠાનેકુ તૈયાર હુવે હો;

**મછેંદ્રનાથ**—કંથડનાથ ! આપની જમાત બડાનેકે લીયે કુછ અપને ઇતની તકલીફ નહી ઉઠાતે હય મગર વો જીવકા કલ્યાણ હોવે તો અપનેકુંબી કુછ હીસ્સા મીલે ઇસ વાસ્તે ગુરૂ મહારાજ ઇતની તકલીફ ઉઠાનેકું ચહાતે હયે.

**ગોરખનાથ**—અબ કુછ તકરાર મત કરો. લાવો કફની ? એક સાધુ કફની લાવે છે તે લઇ ભર્તૃહરી ) યે સબ પહનેહુવે કપડે ઓર ઝવેર ઉતારડાલો, ઓર પહેનલો એ અબ ( કફની

વિગેરે લઇ પહેરી તૈયાર થાય છે એટલે બીજા સાધુ પ્રત્યે ) બોલો ઉનકી સાથ કૌન જાતા હય.

**માણેકનાથ**—આપકી આગ્યા હોવે તો મેં ઉનકી સંગ જાનેકુ તઇઆર હું.

**ગોરખનાથ**—બહોત અચ્છા જાઓ તુમ ઉનકી સંગ, ઓર ક્યા બાત હોતી હય સો સબ ખ્યાન રખના વૈરાગ્યસે ડગના મતદેના ( માણેકનાથ તથા ભર્તૃહરી પ્રત્યે ) જાઓ આનંદ કરો.

**ભર્તૃહરી**—ગુરૂ મહારાજ ! આ કપડા તથા ઘરેણા ( બ્રાહ્મણને બતાવીને ) આ બ્રહ્મરૂષિને લેવાની આજ્ઞા કરો.

**ગોરખનાથ**—બહોત અચ્છા ( બ્રાહ્મણને ) ઉઠાવે સબ.

**બ્રાહ્મણ**—કલ્યાણ અસ્તુ ? શુભ ભવતુ ! ) કહી સર્વ ઉઠાવી ખોળામાં લઇ લે છે,

**પેથડનાથ**—( આવીને ) ગુરૂ મહારાજ ? ભોજન સર્વ તૈયાર થયું છે પધારો.

**ગોરખનાથ**—હાં ચાલો (બ્રાહ્મણને) તુમભી ઇધર જીમકે જાના.

**બ્રાહ્મણ**—બહુ સારૂ ગુરૂ મહારાજ ! ( સર્વે જાયછે. અને પાછળથી ખુશી થતો ) હાશ ! આજ તો ખુબ મગન પડી આજ તો શુકન સારા થએલા ( કાંઇ વિચારીને ) બસ ! ઘેર ગયા પછી હેની વાત ( જાય છે. )

## પ્રવેશ ૫ મો

### સ્થળ પીંગળાનો મહેલ.

**પાત્ર**—પિંગળા અને દાસી પાછળથી ભર્તૃહરીને માણેકનાથ.

**પીંગળા**—( રૂદન કરતી ) જનુનિ જીવોરે ગોપીચંદની એ રાહ.

અરર કૃત્ય આ મેં શુ કીધુ, કીધો નહી વિચારજી.
સ્વામિ તજી ગયા મુજને, તરછોડી આવારજી.
અરર દશા શી મારી થશે.
લાજ ધરી નહી કોઇની, સુખે સેવ્યો વ્યભિચારજી.
અંધ બની ફંદ બહુ રચ્યા, ફૂટ કામ વિકારજી. અરર.

**માલતી**—બાઇ સાહેબ ! આમ રૂદનાલાપ ક્યાં સુધી કરશો ? મહારાજા સાહેબ ગયા છે તે દિવસથી આપ અન્ન પાણી પણ લેતાં નથી. તેથી પ્રથમ કરતા પણ અડધી કાયા નથી રહી. જે કામ વિણસ્યું તે ફરી સુધરવાનું છે ? કાર્ય કરતાં પહેલાં વિચારવાનું હતું હવે પસ્તાવો કરે શુ થાય ! જો રૂદનાલાપ આમ જારી રાખશો

તો આંખો ખોશો તો પણ મહારાજનું મોં નહીં જોશો. અન્ન તજશો તેની સાથે પ્રાણ પણ તજશો એમાં શું સાર ? અન્ન પાણીનો આધાર રાખી ધર્મ ધ્યાન અને પ્રભુ ઉપર પ્રીતિ રાખશો તો સ્વર્ગનું પણ સુખ જોશો. ખાલી મરણ થશે તો નર્કનુંજ શરણ છે પછી જેમ આપને રૂચે તે ખરૂં;

પિંગળા—બળી આ દેહ ! દેહેજ બધો ડાટ વાળ્યો છે ને? હવે હું જીવતી મુવા સમાનજ છું ઝટ મોત આવે તો ઘણું સારૂં ? કે આ કાળુ મુખ કોઇને બતાવવું ન પડે.

માલતિ—બાઇ સાહેબ એ કાંઇ દોરી નથી તે તોડી નાંખીએ એ તો ઇશ્વરે ધાર્યું હશે તે થશે. માટે શોક મુકી દીયો કે જેથી શરીર સારૂં રહે અને ધર્મ કાર્ય થાય, ધર્મ ધ્યાન કરો, પ્રભુને સમરો, ને આ ભવસાગરથી તરો, આમ કરવાથી કાંઈ પણ દી વળવાનો નથી. ( એટલામાં ભર્તૃહરી માણેકનાથ સાથે આવી મહેલ નીચે અલેખ જગાવે છે તે સાંભળી. )

પિંગળા—જા દાશી બહાર આવેલા યોગીને ભીક્ષા આપ ( દાસી ભીક્ષા આપવા જાય છે. ત્યાં ભર્તૃહરીને દેખવાથી પિંગળા પાસે પાછી દોડી ગઇ. )

માલતિ—બાઇ ! બાઇ ! મહારાજાજ યોગી વેશે પધાર્યા છે.

પિંગળા—જા ભુંડી જા. આ વખતે મસ્કરી ન કર. મહારાજા સાહેબ તે કયાંથી આવે. ચારે બાજુ તપાસ કરાવતાં એમનો તો પત્તોએ નથી.

માલતિ—ખોટું બોલતી હોઉ તો આવો મારી સાથે (બંને બહાર આવે છે ને ભર્તૃહરીને જોગી વેશે જોઇ પિંગળા મુર્છીત થાય છે થોડીવારમાં દાસીના ઉપચારથી સાવધ થાય છે એટલે )

પિંગલા—( આંખમાં સહિત ) પ્રાણનાથ ! આપે આ શું કર્યું હજી સુધી હું મારૂં સ્યામ મુખ આપને બતાવવા કેમ જીવતી રહી છું ? મહારાજ મારાં કરેલાં કૃત્યની માફી આપી નિરાધારને બચાવો. મારા દુષ્ટના સામું તો નહી પણ સર્વ પ્રજાના અને બીજી રાણીઓના સામુ તો જુવો. સ્વામીનાથ ! ( ખુબ રૂદન કરે છે તે જોઇ.

ભર્તૃહરી— રાગ ઉપરનો.

શોક વૃથા તું શાને કરે,, ભીક્ષા દેતું માયજી;
તુજ કારણ મુજ ભ્રાતને કાઢો દેસ નીકાલજી.

ભિક્ષા દે માત મુજને.

પિંગળા—અઘટિત કર્મ મેં અતિ કર્યું કરો કરારથી કારજી;
પણ કરજોડી કહું આપને, મારો ન વચન પ્રહારજી.
ભેખ તજો આ માલવ પતી.
વાંક કરો માફ માહરો, અર્જ ઉર ધરી આજજી;
કરૂં નહીં ફરી આવું હું, નક્કી જાનો. ભેખ.

ભર્તૃહરી—ઝટ કર ભીક્ષા તું દે મુને ખોટી થાવુંજ માયજી.
વાર થયે ગુરૂ કોપશે, નવ ખોટી કર નારજી. આપ.

પિંગળા—માતા કહો ન સ્વામી મુજને હું છું તમારી નારજી;
રહો સ્વામી રસોઈ કરૂં રાંધુ ખીર કંસારજી. ભેખ.
જમીએ ભોજન સાથે બેસીને, હીંચીએ હીંચોળા ખાટજી;
રહીએ સદા ઉછરંગમાં, વળી રમીએ ચોપાટજી. ભેખ.

ભર્તૃહરી—કંસારમાં ધૂળી મુક તું, ખીર વિષ સમાનજી
હીંચોળે આગ લગાડને, ચોપાટ રમે જગ જનજી. આપ.
જોગ લાગ્યો મને બહુ પ્યારો, બુરો આ સંસારજી.
સગુ નથી કોઈ કોઈનું, એક ઈશ આધારજી. આપ.

પીંગલા—માનો કહ્યું સ્વામી માહરૂં, કરો કોવનો ત્યાગજી;
ધ્યાન ધરો તમે ઇશનું, રહી એકાંત વાસજી. ભેખ.
એક વખત અહલ્યા જનની, કુન્તા સતીમાં સરદારજી;
વિધિએ કર્યો જ્યારે તેહનો, ચડ્યું કલંક એકવારજી. ભેખ.

ભર્તૃહરિ—બુંડામાં બુંડું કર્યું, વ્યભીચારીને વ્યસનજી;
એમાં અંધા જે બને, ગુમાવે રાજને ધનજી. આપ.
દુનીઆની દરમ્યાનમાં, વ્યભીચાર છે નારજી;
મુડ ભરાવી એણે જેહને, તેનું જાણવું અભાગજી. આપ.

પિંગલા—તમ વિના સુની સેજ આ, દીસે છે સ્વામીનાથજી.
કૃપા કરી આવો મહેલમાં કહું જોડી હાથજી. ભેખ.

ભર્તૃહરી—નારી કાજળ કોટડી, નારી નરકની ખાણજી;
ઉપરની તો સારી બની, અંદરની જાણે રામજી. આપ.

પિંગળા—અવળો દઇ ઉપદેશ તમે, કોને ભુલાવ્યું ભાનજી.
ભગવામાં શું ભગવાન છે, એતો ખાલી તોફાનજી. ભેખ.

ભર્તૃહરી—બસ! વધુ નવ બોલીને, નહીં મુને સંતાપજી;

વૃથા વિલંબ શાને કરે, ઝટ ભીક્ષા તું આપજી. આપ.
ઇચ્છા ન ભીક્ષા દેવા તણી, તો જઇએ અમ ધામજી;
સુખી રહોને સદા તમે, માતા છેલ્લા પ્રણામજી. આપ.

(ભર્તૃહરી—તથા તેની સાથે આવેલો સાધુ બંને જણા પિંગળાના દ્વારથી જવા માંડે છે, થોડે દુર જાય છે એટલે પિંગળા પાછા બોલાવી ભિક્ષા આપે તે લઇને ચંદ્રિકાના મહેલે જાય છે. (પિંગળા બેશુદ્ધ થઇ જમીન ઉપર પડે છે તેને દાશી સાવમેત કરે છે એટલે).

**પિંગલા**—અરર ગતી શી મારી, થાશે હવે પ્રાણ;
તમ વિના રહેશે કેમ, દિલમાં આ જાન.
વીયોગ વેઠાશે મુને, કેમરે હવે;
દુખી થઈ હું તો પ્યારા તમારે ગયે.
ઉતારૂ સૃંગાર સ્વામી, શરીરેથી આજ;
આપ વિના શોભે નહી, અંગે તે મહારાજ.
લાવ દાશી ધોળા વસ્ત્ર દેહે તે ધરૂં;
આજથી સ્વાદ મીષ્ટ, દુર હું કરૂં;
દુઃખ માંહી દીન કેમ, મારારે જશે;
હાય હાય દાશી મારી, ગતિ શી થસે.

(દાશીના ખભા ઉપર માથુ નાખી ચોધારે રૂએ છે તે જોઈ નિસ્તેજ મુખે)

**માલતી**—બાઈ સાહેબ! આપ આમ રૂદનાલાપ કયાં સુધી કરશો! શોક સમુદ્રમાં ડુબે શુ મળવાનુ છે હવે તો ધર્મ ધ્યાન કરો ને પ્રભુજીને એક ચિતે સમરો જેથી આ દેહનુ કલ્યાણ થાય; અને આવા સંસારમાં દુઃખથી મુકત થવાય શોક કરે કાંઇ સુખ થવાનુ નથી આંખમાંથી આંસુ કાઢી મુઠી સરિતા વહેવરાવસો તોપણ આપનો ગએલો આધાર શરીરનુ સર્વ ભુષણ શરીરનુ ઢાંકણ અને સુખદુખનો સાથી હવે ફરી મળનાર નથી. માટે વૃથા શોક તજી કરેલા પાપનો પશ્ચાતાપ કરી વ્રત નિયમ ધરી પ્રભુની ભકિત કરો.

**પિંગલા**—મારી વ્હાલી દાસી! તારી આ શિખ મારા કર્ણે અમૃતમય લાગે છે પણ મન વાર્યું રહેતુ નથી. શુ સ્વામીનાથનો મારા પર પ્રેમ કેવો? કૃપાદ્રષ્ટી? અને કેવો ભરૂસો! એક શબ્દ નિકળતા પહેલા સર્વ તૈયારજ? ઓહો હો? શુ તેમના ગુણુની ગુણના કરૂ? હું કેવી દયાહીન? નિર્લજ પાપિણી સ્વાર્થી દ્રોહી, કે જે આવા ભોળા ભદ્રીક અને શુદ્ધ સ્નેહવાળા સ્વામિને છેતરવા ઠગવા અને પ્રપંચ જાળમાં ફસાવવા ચુકી નહી અરે

આ બધું સંભાળતા મારી છાતી ભરાઇ આવે છે ( ખુબ રૂએ છે અરે આ કરતાં મુએલીજ જન્મી હોત તો વધારે સારૂ થાત કે આવો અવસર ન આવત ! અરે હવે રાજનુ તથા પ્રજાનુ શુ થશે ? તેં ? વ્યભીચારને વશ થઈ વિક્રમભાઇનો વિયોગ કરાવ્યો ? અરે ધિઃકાર પડયો મને કે એક રતી ભર રતી સુખને માટે ગર્વને અસહ્ય સંકટની સાંકળમાં સકડી દીધા હાય ! અફસોસ ! પ્રભુના ન્યાયાસન આગળ શુ જવાબ દઇશ ? અરે હવે મારી શી ગતી થસે ? ( પાછી મુર્છિત થઇ જમીન પર પડે છે.

## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ ચંદ્રિકાનો મહેલ.

પાત્ર—ચંદ્રિકા અને દાસી પાછળથી ભરતુહરી અને માણેકનાથ ભરતુહરી અને માણેકનાથ આવી મહેલ નીચે અલેખ જગાવે છે તે સાંભળી દાસી અટારીમાં આવે છે ભરતુહરીને જોઈ ચંદ્રિકાને તેડી લાવે છે ચંદ્રિકાને ઉભેલી જોઈ )

**ભર્તૃહરિ**—મૈયા ભિક્ષા દે દે ( ચંદ્રિકા મહારાજનો અવાજ ઓળખવાથી નિચે આવી)

**ચંદ્રિકા**—ઓધવજી સંદેશો કહેજો શ્યામને એ રાહ.

કેમ કહો માતારે મુજને કંથજી.
નારીને મા તો નવ કહેવાયજો
શો અપરાધ પડયોરે મારા વાલમા.
ભેખ આ જોઇને કંપે મારી કાયજો કેમ કહો
એકને કારણ સઘળીરે શાને તજો
આવો સ્વામી મારા મેલની માંયજો,
નહી મુનેરે એના જેવી જાણતા
આપણુ સુખ ભોગવીએ રહોને આંહીજો; કેમ કહો
સુખ સ્વમામાં આપનુ મેં દીઠુ નથી
માટે નહી જાવા દઉં તમને ક્યાંયજો
દઇ દીલાશો આપે ઉતારી કુપમાં
વરત વાઢી નાંખી કુપની માંયજો કેમ કહો,
અઘટીત આ કહેવાયે મારા છત્રજી;
સ્વિકારો મુજ અરજી સ્વામીનાથ જો
દાસીની દયારે લાવો દીલમાં
કહુ છુ આપને જોડીને હુ હાથજો કેમ કહો;

**ભર્તૃહરી—** **સોરઠ ગજલની રાહ.**

નથી વાંક નારી તાહરો છે વાંક મુજ નશિબનો-
કિધો મેં વિશ્વાસ ત્રિયાનો તેથી દુઃખ પામ્યો માતાઓ
સપડાયો તેની સંગમાં તેથી વિમાસવુ પડયુ બહુ નથી,
ભીક્ષા દે તુ ઝટ મુને સત્ય કહું છું માતા તુને
નવ આશ રાખતું માહરી હઠ કર ન ખાલી માન કહ્યુ
નથી સાર કાંઈ સંસારમાં તેમાં ધરો તમે પ્યારના;
ચેતો ચીતમાં તો ચેતાવુ હુ દુર રહી ભજો ભગવાન. નથી

( દાસી પાસે ફળાદી મંગાવી ચંદ્રિકા પોતાને હાથેભીક્ષાઆ-પે છે તે લઈ ભરતુહરી કુસુમમાળાને મહેલે જાય છે ચંદ્રિકા અફ-સોસ કરતી મહેલની અંદર દાખલ થાય છે )

## પ્રવેશ ૭ મો

### સ્થળ કુસુમમાળાનો મહેલ.

**પાત્ર**—કુસુમમાળા દાસી ભર્તૃહરી અને માણેકનાથ.

( ભરતુહરી મહેલ નીચે આવી અલેખ જગાવે છે તે સાંભળી દાસી ઝરૂખે આવે છે ભરતુહરીને જોઇને અંદર દોડી જઇ કુસુમમાળા પ્રત્યે )

**દાસી**—( ગભરાયેલા ચહેરે ) બાઇ બાઈ ! આ જોગીમાનો-એક તો જાણે મહારાજજ ન હોય !

**કુસુમમાળા**—( જરા રકતનેત્રે ) જા જા રાંડ ગાંડી ! આવુ; બોલતાશરમાતી નથી કયાં મહારાજાની સુરતને કયાં એ જોગીની સુરત

**દાસી**—ત્યો આવો ત્યારે જરૂખે બાઇ સાહેબ ! ( બને ઝરૂખે આવી જોગીઓને નિહારે છે એવામાં ભરતુહરી )

**ભર્તૃહરી**—મૈયા ભિક્ષા દેદે ( શબ્દ ઓળખવાથી કુસુમમાળા તથા દાસી નીચે આવે છે એટલે ),

**દાશી**—( કુસુમમાળા પ્રત્યે ) કેમ બાઇ ! ખરી વાત કે ! નહોતા માનતાને !

**કુસુમમાળા**—( ભરતુહરી પ્રત્યે રાગ ગોપીચંદનો.
પ્રાણેશ પતિ મારા આવા વેશે આવ્યા કયાં થકી ?

**ભર્તૃહરી**—ભિક્ષા દે માતા ખોટી કરેરે હવે શા થકી
ઝટ ભિક્ષા તુ દેને મુજને ખોટી ના કર માઇ
ગુરૂજી મુજ પર બહુ ચીડાશે જો ખોટી થાઉ આંહી ભિક્ષા

**કુસુમમાળા**—માતા માતા શિદને કરોછો હું છું તમારી નાર
વાંક પડયો શુ પ્રીતમ મારા પ્રાણજીવન ભરથાર પ્રાણેશ

**ભર્તૃહરી**—નથી વાંક માતા તાહરો છે મુજ કર્મનો વાંક મુજ કૃતિથી પામ્યો દુઃખ હું, એમાં શું કરે કોકરે. ભિક્ષા

**કુસુમમાળા**—અવર તણા ગુનાને લીધે શાંને કરો મને શિક્ષા કાંતો મને સંગે લીયો જાવા નહી દઉં ભિક્ષા પ્રાણેશ

**ભર્તૃહરી**—જેવી તમારી મરજી માતા અમારે જોગીઓને ભિક્ષાની શી ખોટ ! આનંદ રહો ( જવા માંડે છે એટલે )

**કુસુમમાળા**—અરે હાય ! આવા કઠણ હૃદયના નાથ ક્યાંરે થયા વારૂ ? છાતી ફાટ રૂદનને જોઇ તેમનુ મન જરાએ ન ઓગળ્યુ એ તો ચાલ્યા જશે ( નિરાશ ચહેરે ) લાવ છેલ્લી વારે મારા હાથને પવિત્ર કરૂ ( જતાં જતાં રોકી )

નાસોછો કેમ નાથ મારા ભિક્ષા લ્યો સ્વામી
દુઃખી કરી જાઓ એ નહી સારૂ કહુ શીશ નામીરે પ્રાણેશ

( દાસી પાસેથી થાળ લઇ ભર્તુહરીને ભિક્ષા આપે છે તે લઇને ચંદ્રાવતીને મહેલ જાય છે કુસુમમાળા નિમેષ નેત્રે ત્યાંની ત્યાંજ સબ્બત સ્તબ્ધ ઉભી રહે છે )

**દાસી**—ચાલો બાઇસાહેબ ચાલો મહારાજા તો ગયા ( નહી બોલાવાથી બેભાન અવસ્થમાં દાસી હાથ પકડી મહેલમાં લઇ જાયછે

### સ્થળ ચંદનાવતીનો મહેલ

**પાત્ર**—ચંદનાવતી દાશી ભરતુહરી અને માણેકનાથ

**ચંદનાવતિ**—દાસી ! મહારાજા પિંગળા એનના કૃત્યથી કંટાળી ક્યાંક નાસી ગયા સંભળાય છે તે ખરી વાત છે કે ! એમજ હોય તો આખી માળવા રંડાઇ અને બહુજ વિપરીત થયું કેહેવાય ? અને તેમાં વળી મહારાજાની મોટી ભુલ ગણાય ? કે એકના ગુનાને લીધે બીજા નિરપરાધિને શિક્ષા ! અજબ કાયદો !

**દાશી**—બાઇ સાહેબ ! મહારાજા જતા રહ્યાની ખરી વાત છે અને તેઓ યોગી વેશ ધારણ કરી દરેક મહેલને આંસુનો વરસાદ વરસાવતા આ તરફ આવવા નીકળી ચુકયા છે.

**ચંદનાવતિ**—( આશ્ચર્યતાથી ) હે ! આ શો ગજબ (એ- માણેકનાથ સહીત ભરતુહરી આવી અલેખ જગાવે છે તે સાંભળી ચંદનાવતી નીચે આવી ભરતુહરીને પગે લાગી ) આ શું ! દાશીપર આ શો જુલમ ! એકા એક મારી નજરે શું દેખુ છું ?

ઠુમક ઠુ છોડ ચલે બન ગોધુ એ રાહ

પ્રાણનાથ મારા સુણો એક વિનતી, જોબનવંતી આ નાર હુરેરે;
જુવાની મારી પુરમાં જાય છે કેમ નહી નેત્ર આપ ખુલેરે પ્રાણ.
રહી હમેશા રમો મુજ સંગે ખેલ ખેલો આંકી અનેક તરેરે;
જોગી બને નર ભર વિનાનો હોય અસમર્થ તે આમ કરેરે
ક્ષત્રિ થઇ શું કાયર થાઓ ! શરમાઓ કાંઇ મનથી જરીરે;
વાહ ! વેશ આવો શુ બેસજ લાગે આવા કોમળ સુંદર શરીરે પ્રાણ
એકને કારણ તજો સર્વ શાને, શું ? અવરને એવી પેખારે;
નહિ નારીબધી એવી જાણો; વિચારી મનમાં આપ દેખારે પ્રાણ

**ભર્તૃહરિ** —સુખો પ્રગ્નતમેઅનવપુર ટીકોઉજ્જયની તમેવારાશીએ રાહ

વિષય મદ્ય તુ પિને નારી આ શું બંકે મસ્તાન બની
વિષય રંગથી મને રંગવા, ઇચ્છયા કુંચી ચલાવે ઘણી
વિષય વિષ છે બુંદુ ભામની.અંતરમાં જો વિચાર કરી
પિધું હળાહળ ઝેર એ જેહને વિના મોતે તે ગયા મરી
કાધો રંગનો ભંગ વિચારી નારી અંગ અગ્નિ જાણું
જવાળાથી બાળે અંગ બધુએ દેડે સ્પર્શ માંનન શાનુ
વણીક બુદ્ધિ થી મેંય વિચારી સઘળો આ સંસારતજ્યો;
નાસવત આ દેહ જાણીને, ભાવે ભગવો વેસ સજ્યો
સ્વાર્થ તણી છે સૌ સગાઈ, જુઠો આ સંસાર બધો
ચેત ચેતીને ચેતાવું છું છોડ છોડ હઠવાદ સંધો
વૃથા વિલંબે સાર નથી જો ખોટી નવ કર તું નારી
સમજીને ઝટ ભિક્ષા દે દે, આનંદે માતા મારી

**પીંગલાવતી** સ્વામીનાથ ! આપ આ શું વદો છો ? આપની પ્રિતને માતા કહો એમ શું શોભે છે ? આપ મારા ઉપર અપાર પ્રેમ બતાવી મને હર ઘડી આનંદમાં રાખતા તેમાં એ કાએક આ શો ફેરફાર ? શું તમે મારા ઉપર પતંગ રંગ જેવો પ્રેમ રાખતા હતા કે ? ના ના સ્વામીનાથ આપને હું નહી જવા દઉં (રડે છે) મારા મનથી તો શું પણ તનથી અગળા રહેવા નહી દઉં (ખુબ રૂદન કરેછે) જો પ્રથમજ આપને આવા વિશ્વાસઘાતી જાણ્યા હોત તો પ્રેમમાં ન અંજાઇ આપના પાસવ ન પડત ? વિશ્વાસે ઉંડા કુવામાં ઉતારી વચમાંથી વરત કાપી નાંખી ઠેઠ પતાળમાં પટકી નાંખી હાય ! હવે મારી શી દશા ? (ખુબ રૂદન કરે છે.)

**માણેકનાથ**—મૈયા ! અબ રડને સે ક્યા ફાયદા ? કોઇ આદમી બુરે ફંદમેં ફસેકે અપની પ્રિયાકુ હમેશ કે લીયે દુઃખી કર જાતા હય ! પણ અબ તો સબ ધન માલ દે કર સુકૃત્ય કરનેકુ જાતા હય તો ખુશી સેં રજા દેની ચાઇએ મત ગભરાઇએ માજી ! ચલો ભિક્ષા દેદો ડેર મત કરો બહોત વખત હુવા ગુરૂજી કફા હોયગા મોહ જાલમેંશે નીકલા હુવા ફીર ઉસંગે કેસા ફસેગા ? બિચારો ! મત ગભરાઓ ! જાઓ મૈયા જાઓ ભિક્ષા લાકે ઝટ દેદો નિરાશ બની દાસી પાસે મહેલમાંથી અહાર મંગાવી પોતાને હાથે આપે છે ને રૂદન કરતી કરતી મહેલમાં જાય છે ભરતુહરી અને માણેકનાથ ભિક્ષા લઇ પોતાના યોગાશ્રમ ભણી જવા નીકળેછે,

## પ્રવેશ ૯ મો.

### સ્થળ રસ્તો

**પાત્ર**—ભરતુહરી માણેકનાથ સુંદરબા અને પાછળથી પ્રધાન વિગેરે નગર જનો તથા નગર નારીઓ.

ભરતુહરી તથા માણેકનાથ યોગાશ્રમ તરફ જાય છે તેટલામાં માર્ગમાં ભરતુહરીની પુત્રી સુંદરબા મળે છે તે ભરતુહરીને જતાં અટકાવી તેને વળગી વિલાપ કરે છે

**સુંદરબા**—ચંદ્રમુખીને એકલી છોડીને આવ્યો અહીં એ રાહ

કરો પિતાજી કોપ શો આ દીન કીંકરી પરે,
કરો નહી નિરાશ આજ પુત્રી બાળ તમારીરે કરો
મરી ગઇછે માત મારી, મુકો કોના આધારથી;
જોગ લઈ જંગલ જાઓ, પુત્રી નીરધાર કરી કરો,
હું છું કુંવારી પિતાજી દયા, લાવી કાંઇ મુજ પરે;
રૂવે સૌ આ નગ્રમાં જાઓ છો આપ તેથી અરે કરો
કૃપા કરી આ પુત્રી પર દયા લાવો કાંઇ મન જરી
તુમ વિના આ કિંકરી, શોચ કરી જાશે મરીં

**ભરતુહરી**—રાજાએ અગને પુત્ર સમ પાળવી એ રાહ

નવ ઉદાસ થાતું પ્યારી પુત્રીરે જરા,
છે સંસારમાં શા સાર; વિચારજે જદા
તુજ માટ બંદોબસ્ત સર્વ મેં કર્યો
ફીકર ન કરીશ કાંઇ દીલથી જરા
કલેશ કર ન બાપુમારી જા સુખેથી ઘેર
ધર્મ સાધન સાધજે તું પ્રેમથી ખરા,

(સુંદરબા ભરતુહરીને વળગી વળગીને બહુ રડે છે તેથી) આપુ

રહ નહી ! રડ નહી ! આ તારો બાપુ નથી પણ આ તો જંગલનો જોગી અને પુરો વૈરાગી છે, ચૈતન રહીતને બોલાવવામાં જેમ વૃથા મહેનત કરવી તેમ તારો કલેશ તથા પ્યાર આ સમયે વૃથા છે, કલેશ નહી કર ને ઘર ભણી સુખે સીધાવ ! જા બાપુ જા! હવે મને ખોટી ન કર સમજાવીને વીદાય કરે છે ને રડતી રડતી જાય છે એવામાં પુરના લોક આવે છે ભરતુહરીને દેખીને સાનંદાશ્રુથી દુરથી)

**પ્રજા**—અમારા શીર છત્ર! અમારા માથાના મુગટ ! આપ ઉભા રહો ઉભા ! અમો અનાથની અરજ સાંભળો (સઘળી પ્રજા ભરતુહરીની પાસે આવી બન્ને યોગીઓને વીંટાઇવળી ભરતુહરીને વીનવે છે )

**પ્રધાનજી**—ગોપીચંદ લડકા બાદલ વરસ્યોરે કંચન મહેલમાં એ રાહ

ઓ રાજન મારા; મુજને મુકીને કયાં જાઓ છો;

**સેનાધીપતિજી**—ઓ સ્વામી મારા કેમ તમેરે અકળાઓ છો;

**પ્રધાનજી**—રાજ તમારૂ કોણ સાચવસે ! કહોને મારા નાથ;

જાઓ છો જંગલના વિષે, રાજ લગામ કોના હાથરે ઓ.

**સેનાધિપતિ**—તુમ વિના નવ ગોઠે મુજને, માલવપતિ રાજન

શોકાગ્ર આ દીસે તમારૂ મહારાજા મહાજનરે,

**ભર્તૃહરી**—ઓ સુજ્ઞ વિવેકી શાને માટે ગભરાઓ છો.

નથી વાલુ કાંઇ રાજ મને આ, નથી વાલો સંસાર;

જરા દુખી નહી થાઓ ભાઈ, સુખે સીધાવો દ્વારરે,

**નગરશેઠ**—ઓ માળવરાજા, અમને તજીને કયાં જાઓ છો.

આપ વીના આ શહેર મને તો લાગે શમશાન જેમ

કહ્યું મારૂ માનીને રાજા ચાલો રાખી રહેમરે,

**ભર્તૃહરી**—ઓ સુજ્ઞ વિવેકી; શાને માટેરે ગભરાઓ છો

કરોડ ઉપાય કરો તોપણ નહી દઉં શહેરમાં પાય,

જે જે વચનો આપ ઉચ્ચારો, અંતર લાગે લાયરે,

**વિદુશક**—ઓ દીલભર પ્યરાં નમેરા તમે થાઓ છો

નથી વિક્રમા બંધુ તમારો કરશે કોણ આ રાજ

સંગારની શીખ તમ વિના કોણ દેશે મને મહારાજરે ઓ.

**પ્રધાન**—એક પિંગળા પાપી માટે કરો ન સર્વ દીલગીર;

દુઃખ જંગલના સહેવા દોહલા સુકોમળ આપ શરીરરે,

**વિદુશક**—જોગી થઈ ભગવા અંગ ધર્યા, (શું) તેમાં વસે ભગવાન

એક નારીના દુઃખથી કાયર, થઇ શું જાઓ રાયરે, ઓ

**ભર્તૃહરી**—આગ્રહ વદીને દુઃખી કરોના શાણા સહુ સજ્જન

જાવા રોકો નસી જરાએ ગભરાયછે મુજ તનરે. શ્રો.
( એવામાં નગર નારીઓ આવે છે તે પણ વિંટાઇ વળીને )

**સ્ત્રીઓ—** રાગ મરશીયો અગર પદશીયો,

અરી હોય હાવરે માલવપતિ તે આ શું કર્યું
માલવપતિ તે આ શું કર્યું સુખ સર્વ અમારૂં રે હર્યું અરી
શાને તજી જાઓ સારૂ નારી, તેનાં હતી તમને પિંગળા પ્યારી
કેમ મુકાને જાઓ આવારી અરી
નથી જ્ઞાન અહિં રે તમારોવાંક નથી પડયો કાંઇ તમારે,
શાને મુકો છો શિર દુખ ભારે અરી
આપ સમુદ્ર તુલ્ય કહેવાઓ કેમ દોષ બીજાનો મન લાવો
શાણા સૌ જાણુ ઘરને શું જાઓ અરી.
કુંવરી સુંદરતા છે બહુ નાની એ તમથી નથીરે અજાણી
એ તમથી નથીરે અજાણી અરી
કોણ કરશે તમારા આ રાજ. નથી વિક્રમાભાઇ મહારાજ
કોણ કરશે રાજના કામકાજ, અરી
ભેખ આપ જોતાં નથી જાતો. શોક દીલમાં નથી કાંઇ માતો;
માટે ભેખ ઉતારો આ રાતો, અરી,
કાંઇ મનમાં દયા તમે લાવો,નહીતો અમને સાથે લઇ જાઓ,
કાંતો શહેરમાં પાછા આપ આવો. અરી,

**ભર્તૃહરી—**બેનો ! અને ભાઇઓ ! કલ્પાંત છોડો વાટ નવ રોકો મીથ્યા ખોટી ન થાઓ ! આંસુપાત ન કરો કરોડો ઉપાયે શહેર ભણી પાછો નહી ફરું. આ સંસારનો હવે સંગ નહી કરૂ મારો વૈરાગ્ય પતંગ રંગ નથી સમજતા જાઓ બાપુ જાઓ અને મને જવા દીઓ.

**ભર્તૃહરી** કાપલી રાગ

નહિ કલ્પાંત કરો પ્રજા મમ; જાઓ નગરમાં આવાર,
હવે હું નથી આપનો રાજા, દુ:ખ નવ ધારો લગાર,
જેને છાંડયું તેને ગ્રહું નવ, નથી તેમાં કાંઇ સાર;
કોનીરે માતા કોનારે ભ્રાતા કોનો કુટુંબ પરીવાર,
જુઠ ધન જુઠી કાયા જુઠો સર્વ સંસાર;
રાજ મને શમશાન સમ લાગેરે, મેહેલ છે ચીતા સમાન;
વન લાગ્યુંરે મને અતિ વહાલું ભજુ ત્યાં સુખે ભગવાન

**સર્વ પ્રજા**—(ચોધારે આંસુ વર્ષાવતી) મહારાજા આમ છેક નિરાશ ન કરો કોમળ અંતઃકરણ આજ એકાએક આમ કઠણ કેમ બન્યું

ગયું? અમને નધણીઆતાં ન કરો. અને દુખસાગરમાં ડુબતા ન જુઓ આપના ધર્મને ધનકાવી ક્યાં કાઢી મુકયો? અરે પીતા સમાન પ્રજાપતી! અમારી પીડાને હરનાર, આજ પીડાને પરાણે વળગાડવા કેમ તૈયાર થયા? દયાને દુર ન કરો અમારી વિનતી સ્વીકારોને રડતી પ્રજાને હસાવો. ચાલો. કાંતો લઈ ચાલો.

**માણેકનાથ**—(જરા રક્ત નેત્રે) કાયકુ ખાલી સતાતે હો? વોતો સાફ સાફ કેહતા હય કે ચહાય વો કરો મગર મે નહી આને વાલા, તો પન એસી કી એસી બાત? ચલો ચલો એ કયા? ખાલી આદમીકુ હલેકાત કરના? જાઓ, સબ અપને મુકામ.

**ભર્તૃહરી**—ભાઈઓ તથા માતાઓ? તમે ગભરાઓ નહીં, રડો નહીં. હવે મને વધારે સતાઓ નહિ, હું ફરી માલવા શહેરમાં પગ મુકનાર નથી. તમે નાહક શું કરવા હેરાન થાઓ છો? જાઓ બાપુ જાઓ! શુભ ધરમણિ સીધાઓ અને આનંદ કરો ઈશ્વર તમારૂં સર્વ સારૂં કરશે. (નિરાશ વદને ચોધારે આંસુ વર્શાવતી સર્વે પ્રજા નગર ભણી જાય છે અને ભરતુહરી તથા માણેકનાથ યોગાશ્રમ ભણી જાય છે.)

## પ્રવેશ ૧૦ મો.

### સ્થળ યોગાશ્રમ.

પાત્ર—કેટલાક યોગીઓ અને પાછળથી ભરતુહરી ને માણેકનાથ

**કંથડનાથ**—(નારણભારથી પ્રત્યે) દેખો ભારથીજી મેને ઉસ વખત નહી કહાથા કે રાજા લોગસે યોગ નહી પલ શકતા! જ્યાં તક અપની સ્ત્રીકા દરશન નહી હોતા હય, અગર પ્યારી ચીજ પર ધ્યાન નહી જાતા હૈ વાં તક મનમેં વૈરાગ ઠહરતા હય ઉન લોકકા વૈરાગ્ય પતંગ જેસા જાણના.

**નારણભારથી**—બડે આદમીઓ મન દયાર્દ્ર રહેતા હય જો કોઈને જરા કાલાવાલા કીયા કે ઉસકા મન પિગલા!

**ગુલાબદાસ**—વોતો ગયા સો ગયા, લેકીન માણેકનાથને બી પિછા નહી ભેજા.

**કંથડનાથ**—ઉનકુ બી યોગસે ભ્રષ્ટ કીયા હોગા.

**નારણભારથી**—વોતો બિગડે એસા નહી હય. મેરેકુ ઇનકી પકી ખાત્રી હય. પીછે તો રામ જાને.

**કંથડનાથ**—બિગડનારકે આગે બિગડનારકી કયા બિસાત!

**ગુલાબદાસ**—(જરા ગભરાટથી) દેખો! દેખો ગુરૂ મહારાજ આતે હયે (ગોરખનાથ તથા મચ્છેંદ્રનાથને આવતા જોઈ સર્વે શાંત

થઇ પોત પોતાને યોગસ્થા ઠાવકા થઇ બેસે છે. )

ગોરખનાથ—(મચ્છેંદ્રનાથ સાથે આવીને) કયું ? હજુ ભર્તૃહરી નહી આયા ?

ગુલાબદાસ—ઉસકુ મજીઠકા રંગ લગતા હય વોઇ આખર વૈરાગવાન રહેના હય. પતંગકા રંગકા કયા ભરોસા ?

ગોરખનાથ—ખરે તો સમજમેં ઐસા નહી આતા હય પીછે તો ભગવાન જાને.

જાનકીનાથ—( ભરતુહરી તથા માણેકનાથને આવતા દેખી આશ્ચર્યતાથી ) દેખો દેખો ! માણેકનાથકી સાથ હી ભરતુહરી આતા હય ! ( સર્વ તે તરફ જોઇ જરા નિસ્તેજ બને છે.

મચ્છેંદ્રનાથ—( જરા આનંદથી ) નહી, નહી, આયા ખરા બડા શ્રદ્ધાવાન !

ગોરખનાથ—મેરેકુ ઉસકા પકા ભરોસા થા. ( માણેકનાથ તથા ભરતુહરી આવી ગોરખનાથને સાષ્ટાંગ દંડવત કરે છે ને બીજા યોગીઓને પ્રણામ કરી લાવેલી ભિક્ષાની ઝોળી ગોરખનાથ પાસે મુકી સૌથી છેલ્લા બેસે છે તેને ) કયું બચ્ચા ! ઇતની ડેર.

માણેકનાથ—ગુરૂ મહારાજ ! કયા મેં ડેરકી બાત કહું એસા શ્રદ્ધાવાન ઓર ટેકી પુરૂષ આજ તક મેને કોઇ ન દેખા કયા ઉસકી રાણીઓકા સ્વરૂપ ! ઓર ઉસકા બોલાપ ! ચાય તેસા સમરજીન પુરૂષ હોગા તોભી ઉસકા સ્વરૂપ દેખ સ્તબ્ધ હો જાવે. ઓર ચાય એસા કઠણ હ્રદયકા પુરૂષ હોવે વોભી વિલાપ સુનકે નમ્ર બની જાય ! કયા ઉનકી પુત્રીકા વિલાપ ? ઓર કયા ઊનકી પ્રજાજનોકા વિલાપ ? હદસે જહાદે એસા વિલાપ સુનકે પથર બી ફુટ જાય તો આદમીકા તો કહેના કયા બસ ! બસ ! હદ ! બેહદ.

મચ્છેંદ્રનાથ—( આશ્ચર્યતાથી) એસા ! તબ તો સચા બડા રાગવાન ! એસા વિલાપ સુનકે જરાભી મન નહિ ડગા ? વાહ ધન્ય છે ઉનકો ?

કંથડનાથ—( મછેન્દ્ર નાથ પ્રત્યે ) કયું નાથ તુમતો કોરે કોરે ચલ આયેને ? કે વહાં તમારા ચીત ભરા રખકે આયા હો ?

ગોરખનાથ—( કંથડનાથને ધમકાવી કાઢે છે ને ભર્તૃહરીને ગુરૂમંત્ર આપે છે.

મચ્છેંદ્રનાથ—ચલો મહારાજ ! અબ સંધ્યા પુજન ઓર આરતીકા બખત હુવા.

ગોરખનાથ—હાં ચલો. ( સર્વ જાય છે)

સમાપ્ત.

